# બાટલીનો બૂચ

●

રમણલાલ સોની



સોલ એજન્ટ

એન. એમ. ઠક્કરની કું.

બૂકસેલર્સ : : પબ્લિશર્સ

૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ–૨

શ્રી
પૂનમચંદ જેશંકર પંડ્યા
રજનીકાન્ત રેવાશંકર ઉપાધ્યાય
નટવરલાલ શંકરલાલ શાહ
નટવરલાલ મગનલાલ રાવળ

ને



# બાટલીનો બૂચ

## અનુક્રમ



—આ સંગ્રહ વિષે

પહેલી વાર્તા 'બાટલીનો બૂચ' આર. એલ. સ્ટીવનસનની 'બૉટલ ઈમ્પ' વાર્તાનો રૂપાન્તરિત અનુવાદ છે; તેવી રીતે 'માદળિયું' ડબલ્યુ. ડબલ્યુ જેકબ્સની; 'ભીંત પરનો ચહેરો' ઇ. વિ. લુકાસની; 'ત્રણ રવિવાર' એદગર એલન પે ની; 'કાઠિયાવાડી આહીર' એચ. જી. વેલ્સની; 'રાણીનું ગુલાબ' સર આર્થર કિવલર કાઉચની; 'સુખિયો રાજકુમાર' ઑસ્કર વાઇલ્ડની; 'બે સિવિલિયન સાહેબો' રશિયન લેખક શીદરિનની; 'ડાહી બિલાડી' જેમ્સ એન્થની ફ્રાઉડની વાર્તાઓના રૂપાન્તરિત અનુવાદ છે. 'જાપાની રજાઇ' બાળપણમાં વાંચેલી એક વાર્તાને સ્વતંત્ર રીતે લખેલી છે.

# બાટલીનો બૂચ

: ૧ :

કચ્છમાં આવેલા માંડવી બંદરનો એ રહેવાશી હતો. આપણે એને મોતીચંદ કહેશું. કારણ, વાત એમ છે કે હજી એ જીવે છે, એટલે એનું નામ ગુપ્ત રાખવું એ જ ઠીક છે. એનો જન્મ ભદ્રેસરમાં થયેલો, પણ નાનપણથી જ એના કાકા ધનજી સોદાગર એકનો એક પિતરાઈ સમજી એને માંડવી તેડી લાવેલા, ને ઉછેરીને મોટો કરેલો. મોતીચંદનાં માબાપ મરી પરવાર્યાં હતાં, ભાઈબહેનમાં બીજું કોઈ હતું નહિ. છોકરો સ્વભાવે વિનયી, શાંત અને સાહસિક હતો. ધનજીએ એને માંડવીમાં મગન મહેતાજીને ત્યાં ભણવા મૂકેલો, ત્યાં એ લેખાં પલાખાં ને વ્યાજ ગણતાં સારી રીતે શીખી ગયો. પછી કાકાએ એને પોતાના વેપારમાં નાખ્યો.

ધનજી સોદાગર માંડવીના એક આગેવાન વેપારી હતા. મુંબઈ, ખંભાત, સુરત, કાલિકટ ને છેક આફ્રિકા સુધી તેમનાં વહાણો જતાં આવતાં. મોતીચંદ પણ સોદા પતવવા ઘણી વાર સુરત, મુંબઈ વગેરે સ્થળે જતો હતો

એકવાર આવી રીતે વહાણુ લઈને મોતીચંદ મુંબઈ ગયો હતો. હવે, મુંબઈ ઘણું સુંદર શહેર છે એ તમે જાણો છો ચોપાટીના સાગર કિનારાને અડીને મલબાર હિલ નામે ટેકરી છે, એ ટેકરીની તળેટીમાં ને માથા પર અગણિત મહેલો ઊભેલા છે.

એક દિવસ સવારે મોતીચંદ આ ટેકરી પર ફરવા નીકળ્યો હતો. એનું ગજવું પૈસાથી તર હતું. રસ્તાની બેય બાજુએ આવેલા ભવ્ય મહેલો નિહાળતો એ જતો હતો, ને મનમાં ને મનમાં વિચાર કરતો હતો: 'કેવા સરસ બંગલા છે! એમાં રહેનારા લોકો કેવા સુખી હશે! બસ, એમને આવતી કાલની કોઈ ચિંતા જ નહિ. આવી સાહ્યબી ભોગવવાનું મારા નસીબમાં હોય તો કેવું સારું!'

આવા વિચારમાં ને વિચારમાં તે એક બેઠા ઘાટના બંગલા આગળ આવ્યો. બંગલો નાનકડો, પણ ખૂબ આકર્ષક હતો. મજાના રમકડા જેવો લાગતો હતો. એનાં પગથિયાં ચાંદીના જેવાં ચમકતાં હતાં. બાગની વાડો ફૂલમાળાઓ જેવી શોભતી હતી, અને બારીઓ હીરાની પેઠે ઝગમગતી હતી.

મોતીચંદ એ જોઈને આભો બની ગયો એ ઊભો રહી ગયો. એટલામાં બારીના કાચમાંથી એને જોઈ રહેલા એક માણસ ઉપર એની નજર પડી—પાણીમાં માછલી દેખાય એટલી સ્પષ્ટતાથી મોતીચંદ એને જોઈ શકતો હતો. એ માણસ ઉંમરમાં વૃદ્ધ હતો, માથે ટાલ હતી. એનાં દાઢી-મૂછના વાળ ધોળા થઈ ગયા હતા. દુઃખના ભારે એનો ચહેરો ઉદાસ લાગતો હતો, અને તે નિસાસા નાખતો હતો.

અને ગમત તો એ છે કે મોતીચંદ એની સામે જોઈ રહ્યો, ને એ મોતીચંદની સામે જોઈ રહ્યો: બંને એકબીજાની ઈર્ષ્યા કરવા લાગ્યા.

ઓચિંતાના એ માણસે હસીને માથું હલાવ્યું, ને હાથ કરીને મોતીચંદને ઘરમાં બોલાવ્યો.

ઉંબરામાં જ મોતીચંદને એ મળ્યો.

'મારો બંગલો કેવો સુંદર છે!' એ માણસે બોલતાં બોલતાં ઊંડો નિસાસો નાખ્યો. 'અંદર આવીને એ જોવાનું પણ તમને મન નહિ થાય?'

આમ કહી મોતીચંદને એણે બંગલાના એકેએક ઓરડામાં—ભોંયરાથી માંડીને ધાબા સુધી—ફેરવ્યો. મોતીચંદ જોઈને છક થઈ ગયો! બંગલામાં એકેએક ચીજ બિલકુલ સંપૂર્ણ હતી. ક્યાંય જરાસરખી પણ ત્રુટિ ન મળે.

બંગલો જોયા પછી, મોતીચંદે કહ્યું: 'ખરેખર, મજાનો બંગલો છે આવા બંગલામાં હું રહેતો હોઉં તો આખો દિવસ હસ્યા જ કરું. પણ તમે કેમ નિસાસા નાખ્યા કરો છો એ મને સમજાતું નથી.'

ઘરધણીએ જવાબમાં કહ્યું: 'તમે પણ ધારો તો આવા જ, કદાચ આના કરતાં પણ વધારે સરસ બંગલામાં રહી શકો. તમારી પાસે અત્યારે કંઈ પૈસા તો હશે જ.'

'પચાસેક રૂપિયા છે.' મોતીચંદે હસીને કહ્યું: 'પણ પચાસ રૂપિયામાં કંઈ આવો બંગલો આવે ખરો?'

ઘરધણીએ કંઈક હિસાબ કરી જોયો, પછી કહ્યું: ‘વધારે રૂપિયા હોત તો સારૂં હતું. નહિ તો, આગળ જતાં તમને કદાચ હેરાન થવું પડે. ઠીક છે, હું તો પચાસ રૂપિયામાં યે સોદો કરવાને તૈયાર છું.’

‘આ બંગલાનો ?’ મોતીચંદે કહ્યું.

‘ના, બંગલાનો નહિ,’ તે માણસે કહ્યું. ‘પણ બાટલીનો. ખરી વાત એમ છે કે મારી આ બધી સમૃદ્ધિ, મારો આ બંગલો, આ બગીચો ને આ પૈસોટકો—બધું યે મને એ બાટલીએ આપેલું છે. બાટલી કંઈ મોટી નથી, માત્ર વેંત જેવડી છે. આ રહી જુઓ !’

આમ કહી એણે તાળું ઉઘાડી, ગાગર–પેટવાળી ને લાંબી ડોકવાળી એક બાટલી બહાર કાઢી. એનો કાચ દૂધ જેવો ઊજળો હતો, અને એમાં મેઘધનુષના જેવા વિવિધ રંગો ફરકતા દેખાતા હતા. બાટલીની અંદર આગના પડછાયા જેવું કંઈક હાલતું વરતાતું હતું.

‘આ જ એ બાટલી.’ એ માણસે કહ્યું. પણ મોતીચંદને એના શબ્દો સાંભળી હસવું આવ્યું.

‘તમને એ માન્યામાં નથી આવતું, કાં ? તો જાતે જ અખતરો કરી જુઓ ! લ્યો, તમે એને ભાંગો તો ખરા.’

મોતીચંદે બાટલી લઈ ભોંય પર જોરથી પછાડી—ફરીફરીને પછાડી. એના હાથ દૂખવા આવ્યા, પણ બાટલીને

કંઈ થયું નહિ. ગમે તેટલી પછાડવામાં આવે તોયે તે દડાની પેઠે જમીન ઉપર ઊછળતી હતી.

'નવાઈની વાત દેખું!' મોતીચંદે કહ્યું. 'જોતાં તપાસતાં તો બાટલી કાચની જ લાગે છે.'

'કાચની જ છે.' આ વખતે વૃદ્ધે પહેલાંના કરતાં વધારે ઊંડો નિસાસો નાખ્યો. 'પણ એનો કાચ નરકની ભઠ્ઠીમાં પકવવામાં આવ્યો છે. અંદર ભૂત છે, એનું નામ 'બાટલીનો ભૂચ.' અંદર પડછાયા જેવું હાલતું દેખાય છે તે જ એ—હું એમ સમજું છું જે આ બાટલીને વેચાતી રાખે તેની ઇચ્છા પ્રમાણે એ 'બાટલીનો ભૂચ' કામ કરે છે, એનો એ દાસ બની જાય છે, અને એ જે કંઈ ફરમાવે તે એકદમ કરી દે છે. પૈસોટકો, જમીનજાગીર, મહેલ-બગીચા, સોનું રૂપું, જે કહો તે, અરે, માગો તો આવું મુંબઈ જેવું શહેર પણ, હોઠેથી વેણ નીકળતાંમાં હાજર થઈ જાય છે. સિકંદરની પાસે પણ આ બાટલી હતી, અને એના જ પ્રતાપે એ પોરસની સામે જીત્યો હતો; પણ પછી એણે એ એક ગ્રીક સરદારને વેચી દીધી, તેથી એનું પતન થયું. કેપ્ટન કૂકની પાસે પણ આ બાટલી જઈ આવી છે. આ બાટલીના પ્રતાપે તેણે કેટલી યે દરિયાઈ સફરો કરી હતી, ને કેટલા યે નવા દેશો શોધી કાઢ્યા હતા પણ એણે યે છેવટે તે વેચી મારી અને છેવટે પોતે કમોતે મૂઓ. કારણ કે બાટલીને વેચી દેવાથી તેણે આપેલું બળ અને એની ઓથ બન્ને જતાં રહે છે. અને જો માણસ પોતાની પાસે હોય તેટલાથી સંતુષ્ટ ન રહે તો બહુ દુઃખી થાય છે.'

'અને છતાં તમે પોતે એ વેચવા બેઠા છો !' મોતીચંદે કહ્યું.

'મારે જોઈતું હતું તે બધું મને મળી ગયું છે, અને હવે હું ઘરડો થયો છું. વૃદ્ધે કહ્યું. 'બાટલીનો આ ભૂચ બધું કરી શકે છે પણ એક કામ નથી કરી શકતો.—તે માણસનો આવરદા વધારી શકતો નથી. બીજી પણ એક હકીકત મારે તમારાથી છુપાવવી ન જોઈએ, અને તે એ છે કે મ·તી વખતે આ બાટલી જેની પાસે હોય એણે અનંતકાળ લગી રો રો નરકમાં સબડવું પડે એવો એને માથે શાપ ઊતરે છે'

'ઓહ ! ત્યારે તો બાટલી લેવી એ પાપ વેચાતું લેવા જેવું છે.' મોતીચંદે કહ્યું. 'હું આવી ચીજને હાથ નહિ લગાડું. એવો બંગલો મારે નથી જોઈતો. પ્રભુ એમાંથી બચાવે ! બધું ખમાશે, પણ નરકની યાતનાઓ નહિ ખમાય.'

નરકમાં માણસને કેવી ભયંકર યાતનાઓ વેઠવી પડે છે તેનું એક રંગીન ચિત્ર એણે એક વાર જોયેલું, તે અત્યારે મોતીચંદને યાદ આવી ગયું.

'અરે ભલા માણસ, એમ બીને ભાગવાની શી જરૂર છે ?' વૃદ્ધે કહ્યું. 'બાટલીનો ભૂચ કંઈ એવું નથી કહેતો કે આ કરો, તે કરો; ઊલટાનો એ આપણે કહીએ તે કરે છે. આપણે માત્ર એનો ઉપયોગ મર્યાદામાં રહીને કરવાનો—મધ્યમસર રહેવાનું. હદ વટાવી જઈએ તો પીડા થાય ને ? અને, એકવાર આપણું કામ થઈ ગયું કે પછી બાટલી કોઈને વેચી દેવાની, અને જીંદગી આખી લહેર કરવાની. હું પણ એમ જ કરું છું ને !'

'પહેલું તો જાણે વેપારમાં બધું હારી બેઠા હો તેમ, તમે ઘડીએ ને પળે નિસાસો નાખ્યા કરો છો તેથી હું વિચારમાં પડી ગયો છું. અને બીજું તમે આ બાટલી બહુ સસ્તામાં વેચી કાઢવા તૈયાર થયા છો એથી મને વહેમ પડે છે.'

વૃદ્ધે જવાબ દીધો: 'હું નિસાસ કેમ નાખું છું એ કંઈ હવે તમારાથી અજાણ્યું નથી. મને બીક લાગવા માંડી માંડી છે કે મારો અંતકાળ પાસે આવતો જાય છે; અને રૌરો નરકમાં પડવું એટલે શું એ તો તમે જ હમણાં બોલી ગયા. બાકી, બાટલી હું આટલી સસ્તી વેચી દઉં છું, એનું કારણ તો એ બાટલી પોતે જ છે. વાત એમ છે કે હજારો વર્ષ પહેલાં જ્યારે હિરણ્યકશિપુ ધગધગતા નરકકુંડમાંથી કાઢીને આ બાટલીને પૃથ્વી પર લઈ આવ્યો ત્યારે તેની કિંમત ખૂબ જ ઊંચી હતી ! અરે, પહેલવહેલી મયદાનવે તે કરોડો રૂપિયામાં વેચાતી રાખી હતી. પણ એ બાટલીનો જ એવો સ્વભાવ છે કે એને ખોટ ખાઈને વેચો તો જ એ વેચાય. નફો લઈને વેચો કે લીધા ભાવે વેચો તો પાળેલા કબૂતરની પેઠે એ પાછી તમારા જ ખોળામાં આવીને બેસે ! એટલે સૈકાંઓ થયાં એની કિંમત ઊતરતી જ આવી છે, અને આજે ખૂબ સસ્તી બની ગઈ છે. મેં આ જ ટેકરી પર રહેતા મારા એક ઓળખીતાની પાસેથી એ લીધી હતી—મેં એના ફક્ત નેવુ રૂપિયા આપેલા. આજે હું એના વધારેમાં વધારે નવ્યાશી રૂપિયા પંદર આના અગિયાર પાઈ સુધી ઉપજાવી શકું—એથી એક પાઈ વધારે લઉં તો બાટલી

પાછી મારી પાસે જ આવી જાય. હવે, આમાં બે મુશ્કેલીઓ છે. પહેલું તો આવી અદ્‌ભુત બાટલી તમે આટલી સસ્તી આપવાનું કહો એટલે લોકો ધારે કે તમે મશ્કરી કરો છો. અને બીજું—પણ એની આજે ચિંતા કરવાની જરૂર નથી—અને હું એ વિષે ઊંડો ઊતરવા ઇચ્છતો નથી. પણ એટલું યાદ રાખજો કે નાણું ચલણી જોઈએ ને ધાતુનું જોઈએ.'

'વારુ, પણ તમે કહો છો એ બધું સાચું છે એની મને કેવી રીતે ખાતરી થાય ?' મોતીચંદે કહ્યું.

'સહેલાઈથી. પરીક્ષા કરી જુઓ !' વૃદ્ધ જવાબમાં કહ્યું. 'પચાસ રૂપિયા આપી મારી પાસેથી બાટલી લો, પછી એ જ પચાસ રૂપિયા તમારા ગજવામાં પાછા આવી જાય એવું માગો. જો ન આવે, તો હું મારા પંડના સોગન ખાઈને કહું છું કે સોદો રદ કરી હું તમારા રૂપિયા પાછા આપી દઈશ.'

'છેતરતા તો નથી ને ? મોતીચંદે કહ્યું.

ડોસો આકરામાં આકરા સોગન ખાઈને બંધાયો.

'ભલે, તો હું એટલું જોખમ વહોરવા તૈયાર છું.' મોતીચંદે કહ્યું. 'એમાં કંઈ નુકસાન નથી.' આમ કહી એણે ડોસાને પચાસ રૂપિયા ગણી આપ્યા, અને ડોસાએ એને બાટલી આપી.

બાટલી હાથમાં આવતાં મોતીચંદે કહ્યું: 'બાટલીના બુચ ! મારા પચાસ રૂપિયા પાછા આણી દે.'

અને ખરેખર, એના મોંમાંથી શબ્દો પૂરા બોલાઈ રહે તે પહેલાં તો એનું ગજવું ખડિંગ ખડિંગ કરતું ભરાઈ ગયું.

'ખરેખર, અજબ ચીજ છે!' મોતીચંદે કહ્યું.

'હવે સાહેબજી સલામ! મારા સાહેબ, બાટલી લઈને સિધાવો.' વૃદ્ધે કહ્યું.

નવાઈ પામી મોતીચંદે કહ્યું: 'વાહ! હું તો જરા ગમ્મત જોતો હતો. બસ, હવે લઈ લો તમારી બાટલી પાછી!'

'પાછી? વાહ! મેં ખોટ ખાઈને તને વેચી, ને તેં એ વેચાતી લીધી. હવે એ તારી થઈ. મારે ને એને હવે શું લાગેવળગે? મારે ને તને પણ શું લાગેવળગે? માટે સીધો રસ્તે પડ, નહિ તો દરવાનને બોલાવું છું.'

આમ કહીને ડોસાએ ઘંટડી દાબી. ગુરખા દરવાને આવી મોતીચંદને દરવાજો દેખાડયો.

: ૨ :

બગલમાં બાટલી લઈને મોતીચંદ રસ્તા પર થઈને જતો હતો, અને જતાં જતાં વિચાર કરતો હતો: 'ડોસાએ બાટલી વિષે કહ્યું એ બધું જો સાચું હોય તો મેં ખોટનો વેપાર કર્યો ગણાય. પણ મને લાગે છે કે એ મને બનાવતો હતો.'

ગજવામાંથી રૂપિયા કાઢી એણે ગણી જોયા. બરાબર પચાસ રૂપિયા થયા—રોકડા મુંબઈગરા.

'આટલું તો સાચું લાગે છે. હવે હું બીજી પરીક્ષા જોઉં.' કહી તે મનમાં બોલ્યો.

દરમિયાન તે હિલે પરથી નીચે ઊતરી ગયો હતો. રસ્તા પહોળા ને સાફ હતા; દિવસ ચડી ગયો હતો, પણ આ તરફ અવરજવર બહુ ઓછી હતી.

મોતીચંદે એક ગટરના મોં આગળ બાટલી મૂકી દીધી, અને ચાલવા માંડયું. ચાલતાં ચાલતાં બે વાર એણે પૂંઠ કરીને જોયું, ગાગર–પેટવાળી, લાંબી ડોકવાળી, દૂધિયા બાટલી એણે મૂકી હતી ત્યાં જ હતી. ત્રીજી વખત એણે પૂંઠ કરીને જોયું, અને પછી એણે બીજી દિશાએ વળાંક લીધો. પણ હજી એણે પૂરો પગ તો મૂકયો નથી, ત્યાં એની કોણી સાથે કંઈક ભટકાયું. જુએ છે તો એ જ પેલી ગાગર–પેટવાળી, લાંબી ડોકવાળી દૂધિયા બાટલી ! આવીને એ એના ગજવામાં ભરાઈ ગઈ હતી.

'હં, આ વાત પણ સાચી લાગે છે.' મોતીચંદે કહ્યું.

*

પછી એણે લોઢાવાળાની દુકાનેથી એક મજબૂત સ્ક્રૂ લીધો, ને એકાંત જગાએ જઈને બેઠો. ત્યાં એણે સ્ક્રૂ નાખી બૂચ ખેંચવા માંડયો, પણ જેટલી વાર ખેંચ્યો, એટલી વાર માત્ર સ્ક્રૂ જ ખેંચાયો, ને બૂચ તો આખોને આખો જ રહ્યો.

'બૂચ કોઈ વિચિત્ર બનાવટનો લાગે છે.' તરત તેને યાદ આવ્યું કે અંદર બેઠેલો ભૂત પોતે જ બાટલીનો બૂચ બનીને બેઠો છે. હવે એને બાટલીની બીક લાગવા માંડી. એ ભયથી ધ્રૂજવા લાગ્યો, એને પરસેવો વળી ગયો.

પાલવા બંદર જતાં મોતીચંદે એક યુરોપિયન વેપારીની સુંદર દુકાન જોઈ. દેશપરદેશનો માલ દુકાનમાં ખડક્યો હતો. ચીની જપાની ઢીંગલાં ને બાવલાં હતાં, ગ્રીક દેવોની મૂર્તિઓ હતી, મોટાં મોટા રંગબેરંગી ચિત્રો હતાં, અને કંઈ કંઈ હતું. એ જોઈ એને એક તુક્કો સૂઝ્યો. દુકાનમાં જઈ એણે આ બાટલી સો રૂપિયામાં વેચવાની ઇચ્છા દર્શાવી. દુકાન-વાળો મોટી ફાંદવાળો જાડો અંગ્રેજ હતો. સો રૂપિયાની બાટલીની વાત સાંભળીને પહેલાં તો એ ગાલ ભરી ભરીને હસ્યો, અને એણે પાંચ રૂપિયા આપવાનું કહ્યું. પણ પછી એને લાગ્યું કે બાટલી કોઈ ચીજ છે, આવો કાચ કોઈ કારખા-નામાં બનતો એણે કદી જોયો જાણ્યો નહોતો. દૂધિયા કાચમાં મેઘધનુષના રંગો કેવા ઝબૂકતા હતા, અને એ બધાની વચમાં પેલો આગિયો પડછાયો કેવી અજબ રીતે તરતો હતો !

એટલે એણે, વેપારીની રીત મુજબ થોડો વખત ખેંચપકડ કરીને, છેવટે મોતીચંદને સાઠ રૂપિયા ગણી આપ્યા, અને રસ્તા પરની 'શો-કેસ'માં બાટલી મુકાવી દીધી.

મોતીચંદ રૂપિયા લઈને બહાર નીકળ્યો. તે મનમાં બોલ્યો: 'પચાસ રૂપિયા લઈ ને મેં એ સાઠ રૂપિયામાં વેચી. જોઉં તો ખરો, હવે શું થાય છે.'

આમ કહી એ પોતાને મુકામે ગયો.

સરસામાન વહાણમાં ચઢવાઈ ગયો હતો. વહાણ પર જઈને એણે પેટી ઉઘાડી—એ આભો બની ગયો! ગાગર-પેટવાળી, લાંબી ડોકવાળી, દૂધિયા બાટલી ગુપચુપ આવીને પેટીમાં બેસી ગઈ હતી—એના કરતાં યે એ વહેલી મુકામે પહોંચી ગઈ હતી.

લવજી લુહાણો મોતીચંદનો ગોઠિયો હતો—વહાણમાં એ મોતીચંદની સાથે આવ્યો હતો. મોતીચંદને પેટીમાં આંખો ફાડી જોઈ રહેલો જોઈ તેણે પૂછ્યું:

'કાં, શું થયું? પેટીમાં આમ શું જોઈ રહ્યો છે?'

વહાણમાં ત્રીજું કોઈ નહોતું.

મોતીચંદે એને પહેલેથી બધી બિના કહી સંભળાવી.

'માન્યામાં ન આવે એવી વાત છે.' લવજીએ કહ્યું. 'કદાચ આ બાટલીને લીધે વખતે તું કંઈ આફતમાં પણ આવી પડે. પણ એક વાત સાફ સ્પષ્ટ છે—આફત આવ્યા વગર રહેવાની નથી. શાપ માથે પડયો જ છે, તો પછી શાપમાંથી યે કંઈ સુખ લઈ શકાતું હોય તો શા સારૂ ન લેવું? માગ, માગ. તું માગશે તે મળશે. તારે શું જોઈએ છે એ એકવાર નક્કી કરી નાખ, પછી એ પ્રમાણે એની પાસે માગ. એ પ્રમાણે જો તને મળે, તો હું પોતે તારી બાટલી વેચાતી રાખીશ. કારણ કે મને એક સરસ વહાણ મળી જાય તો મારે આફ્રિકા જવું છે.'

'મારે તો વહાણુ બહાણુ કાંઈ નથી જોઈતું.' મોતીચંદે કહ્યું. મારે તો એક સરસ મજાનો બંગલો જોઈએ, આગળ એક નાનો બાગ, ને પાછળ વિશાળ બગીચો ! બગીચાની વચમાં પાણીનો સુંદર હોજ હોય—હંસ, બતક તરતાં હોય, ને હું મહેલની આરસની અટારીએ, આરામખુરશીમાં બેઠો બેઠો જોતો હોઉં. મહેલની દિવાલો પર સુંદર ચિત્રો કરેલાં હોય, જાળીઓમાં નમુનેદાર કોતરણી હોય, ઠેકઠેકાણે મનોહર બાવલાં ઊભાં કર્યાં હોય, ભોંય પર ઈરાની ગાલીચા પાથર્યા હોય—બે માળથી વધારે ઊંચો બંગલો નહિ જોઈએ. પણ નાનો સરખો જાણે રાજમહેલ જોઈ લ્યો ! મોજથી એ મહેલમાં રહું, ને મિત્રો દોસ્તો સાથે લહેર ઉડાવું.'

લવજીએ કહ્યું: 'આપણે એ બાટલી દેશમાં લઈ જઈએ. ત્યાં તું કહે છે તેવું બધું બની જાય તો હું જરૂર એ ખરીદી લઈશ, ને વહાણુ માગી લઈશ.'

બંને વચ્ચે વાત પાકી થઈ ગઈ.

તે પછી ચોથે દિવસે તેઓ માંડવી પાછા આવ્યા—વહાણુમાંથી કાંઠા પર પગ તો દીધો નથી ત્યાં પેઢીનો મહેતો સામો મળ્યો. તેણે મોતીચંદને જોતાં વાર જ ખરખરો કરવા માંડયો.

મોતીચંદે કહ્યું: 'પણ છે શું એ તો કહે. તું આ શાનો ખરખરો કરે છે ?'

'તમને નથી ખબર ?—હેં, તમને નથી ખબર ? આજે કેટલા દિવસ થયા, એક, બે, ત્રણ, ચાર....હેં, ચાર

દિવસ થઈ ગયા, તમને તાર કર્યો'તો ને ? શું વાત કરું, શેઠ ! તમારા કાકા, બિચારા ભગવાનનું માણસ હતા, ભગવાને એમને બોલાવી લીધા. નહિ તાવ, નહિ તરિયો—શેઠના નખમાં યે રોગ નહિ. ખાઈને ઊઠયા ને એક બગાસું આવ્યું. એ પડયા તે પડયા. કોઈનો મોં મેળો યે થવા પામ્યો નહિ.'

'હેં, શું કહે છે ? ચાર દિવસ પર ?' મોતીચંદે નવાઈ પામી પૂછયું.

'હા—અને એ જ વખતે, બરાબર એ જ વખતે એમનો એકનો એક દીકરો—હસે ત્યારે ફૂલ ખરે, કેવો રૂપાળો દીકરો, દરિયામાં ડૂબી ગયો !'

'હેં, શું કહે છે ? તે, કાળમુખા ! તું આવા સમાચાર કહેવા અહીં આવ્યો છે ?' મોતીચંદે ગુસ્સે થઈ કહ્યું.

'હવે પેઢીનું રણીધણી બીજું કોણ રહ્યું ?—જે કહો તે તમે છો, મારા શેઠ !' મુનીમે કહ્યું.

મોતીચંદ ઉદાસ બની ગયો. તે એવો રડવા ને વિલાપ કરવા લાગ્યો કે બાટલીની વાત જ ભૂલી ગયો. પણ લવજી કંઇ વિચારમાં પડી ગયો હતો.

મોતીચંદ જરા શાંત થતાં લવજીએ કહ્યું: 'તારા કાકાની કાંઈ જમીન આટલામાં હતી ?'

'અહીં નહિ, જરા આગળ—'

'ભદ્રેસર તરફ ને ?'

‘ હા. ’

‘ એ જમીન હવે તારા કબજામાં આવી ને ? ’ લવજીએ પૂછ્યું.

‘ આવી જ તો !’ કહીને ફરી મોતીચંદે મરેલાં સગાંને યાદ કરી રડવા માંડ્યું.

‘ શું કામ રડે છે તું ? ’ લવજીએ કહ્યું. ‘ આ રડવાનો વખત નથી. મને એક વિચાર સૂઝે છે. બાટલીનું તો આ પરાક્રમ નહિ હોય ? બંગલા વાસ્તે તને જમીન મળી ગઈ ! ’

મોતીચંદે કહ્યું: ‘ આવી રીતે મારાં સગાંને મારી નાખી મારું કામ કરવાની યુક્તિનાં હું વખાણ કરી શકતો નથી. પણ, તારું કહેવું મને સાચું લાગે છે. કારણ કે હું જ્યારે તને બંગલાની વાત કરતો હતો ત્યારે મારા મનમાં એવી જ કોઈ જગાનો ખ્યાલ હતો.’

‘ બંગલો હજી બંધાયો લાગતો નથી. ’ લવજીએ કહ્યું.

‘ ના, અને બાંધી શકાય એમ પણ લાગતું નથી. મારા કાકાની પાસે બહુ મોટી મિલકત હોવાની મને ખબર નથી.’

‘ ગમે તેમ, પણ તપાસ કરવી જોઈશે. મારા મગજમાંથી હજી આ ખ્યાલ જતો નથી.’ લવજીએ કહ્યું.

ઘેર આવી મોતીચંદ સીધો હિસાબ કિતાબ સંભાળવા બેસી ગયો. વફાદાર મુનીમે તમામ ચોપડા લાવીને હાજર

ક્યાં. તપાસમાં માલૂમ પડ્યું કે કાકા સારી એવી મિલકતના ધણી હતા, અને એ બધી જ મિલકત સ્થાવર ને જંગમ—કાકાનું બીજું કોઈ હકદાર નહિ હોવાથી, મોતીચંદના હાથમાં આવી હતી.

'રૂપિયાની પણ હવે ક્યાં ખોટ રહી? બધા રૂપિયા જ રૂપિયા છે ને! બંગલો બંધાવે એટલી વાર.' લવજીએ કહ્યું:

એ સાંભળી મુનીમે કહ્યું: 'ગામમાં ચાર દિવસથી એક મોટો ઈજનેર આવ્યો છે. કહે છે, મુંબઈમાં એણે સરસ બંગલા બાંધી આપ્યા છે.'

'મુંબઈમાં?' પૂછતી વખતે મોતીચંદની નજર આગળ મલબાર હિલ પરનો પેલો બંગલો તરી આવ્યો.

લવજીએ ઉત્સાહમાં આવી કહ્યું: 'સરસ! સરસ! બધું તૈયાર જ લાગે છે. આપણે માત્ર એ પ્રમાણે કરવાનું રહે છે.'

બંને જણ ઇજનેરને મળવા ગયા. ઈજનેરની સામે જ મેજ ઉપર મકાનોના નકશા પડેલા હતા.

'તમારે કોઈ નમુનેદાર બંગલો બાંધવો છે ખરું ને?' ઈજનેરે પૂછ્યું. 'તો, આ કેમ લાગે છે?' આમ કહી તેણે એક નકશો મોતીચંદના હાથમાં મૂક્યો.

નકશો જોતાં જ મોતીચંદની નજર ઠરી ગઈ. ઇજનેરે કહ્યું: 'સરસ મજાનો બંગલો થશે. આગળ એક નાનો બાગ, પાછળ મોટો બગીચો! બગીચાની વચમાં સુંદર

હોજ—હોજમાં હંસ બતક તરતાં હોય ને તમે મહેલની આરસની અટારીએ આરામખુરશીમાં બેઠાબેઠા એ જોયા કરો! મકાન બે માળથી વધારે ઊંચું નહિ હોય, પણ નાનોસરખો જાણે રાજમહેલ જ જોઈ લ્યો!'

મોતીચંદ ને લવજી એક બીજાનાં મોં સામે જોઈ રહ્યા. ઈજનેર મોતીચંદના મનોરથનો શબ્દશ: પડઘો પાડી રહ્યો હતો! બરાબર આવું જ મકાન એણે બાટલી પાસે નહોતું માગ્યું?

'બંગલો સરસ થશે!' મોતીચંદ મનમાં બોલ્યો 'જો કે બંગલો બનાવી આપવાની બાટલીની આ રીત મને નથી ગમતી. પણ, શાપમાંથી યે જો કંઈ સુખ લઈ શકાતું હોય તો શા સારૂ ન લેવું?'

તેથી તેણે ઈજનેરને પોતાની ઈચ્છા પ્રમાણે બધી સૂચનાઓ આપી, ભીંતો પર કેવાં ચિત્રો લગાવવાં, બાવલાં કેવાં લાવવાં ને ક્યાં બેસાડવાં, ફરનિચર કેવું લાવવું વગેરે કહ્યું. પછી આ બધાનું ખરચ કેટલું આવશે તે પૂછ્યું.

ઈજનેરે કેટલાક સવાલો પૂછ્યા, પછી કાગળ કલમ લીધાં, ને હિસાબ ગણી જોયો. હિસાબ ગણી રહ્યા પછી તેણે જે આંકડો કહ્યો તે સાંભળીને મોતીચંદ નવાઈ પામી ગયો. કાકાની પાસેથી વારસામાં મળેલી રકમનો જ તે આંકડો હતો!

મોતીચંદ અને લવજીએ એકબીજાની સામે જોઈ માથાં હલાવ્યાં.

મોતીચંદે વિચાર કર્યો: ‘ હું હા પાડું કે ના, પણ મારા માટે જ આ બંગલો નિર્માણ થયો છે એ વાત હવે દીવા જેવી સ્પષ્ટ છે. બાટલીના બૂચનું એ પરાક્રમ છે એ વિષે હવે શંકા નથી, અને એ પરાક્રમથી મને કંઈ ફાયદો થાય એવું પણ લાગતું નથી. પણ એટલું નક્કી કે હવે બીજી વખત આ બાટલીની પાસેથી હું કશું જ માગવાનો નથી. આ બંગલાની સાથે તો હું બંધાઈ ગયો છું, એટલે શાપમાંથી પણ કંઈ સુખ લઈ શકાતું હોય તો શા સારૂ ન લેવું ? ’

આમ વિચારી તેણે ઈજનેરની સાથે શરતો નક્કી કરી, અને કરારના કાગળ પર સહી કરી.

: ૩ :

મોતીચંદ અને લવજી ફરી વહાણ લઇને મુંબઈ આવ્યા. આ વખતે તેઓ મુંબઈમાં, જાણી જોઇને વધારે રોકાયા. કારણ કે તેમણે નક્કી કર્યું હતું કે બંગલો બંધાઈ રહે પછી જ ઘેર જવું, જેથી બંગલાના બાંધકામમાં પોતાને કશી જ સલાહ સૂચના આપવી ન પડે, અને બાટલીનો બૂચ માગણી પ્રમાણે બાંધી શકે છે કે કેમ તેની પરીક્ષા થઈ જાય.

મુંબઈમાં કંઈ નોંધપાત્ર બન્યું નહિ—મોતીચંદ બોલવામાં ખૂબ સાવધ રહેતો હતો. વખતે કંઈ બોલાઈ જાય ને બાટલીનો બૂચ એમ માની બેસે કે આને આ જોઇએ છે, ને એ કાંઇનું કાંઈ કરી નાખે એ બીકે એ મૂંગો

જ રહેતો હતો. એણે નક્કી કર્યું હતું કે હવે બૂચની પાસેથી કશું જ માગવું નહિ.

ઈજનેરે કહેલી મુદત પૂરી થતાં તેઓ પાછા આવ્યા. આવતાં જ ઈજનેરે જણાવ્યું કે બંગલો બંધાઈ ગયો છે.

મોતીચંદ અને લવજી ભદ્રેસર બંગલો જોવા ગયા. બંગલો એક સુંદર નાનકડી ટેકરીની કેડે ઊભો હતો— દૂરથી દેખાતો હતો. બંગલાની આગળના ભાગમાં સુંદર નાનકડો બાગ મહેકતો હતો. પાછળના ભાગમાં વિશાળ બગીચો હતો. છયે ઋતુનાં અને સાતે રંગનાં ફૂલ ત્યાં ખીલેલાં હતાં. દુનિયાનું એકેએક ફળાઉ ઝાડ ત્યાં ઊભું હતું. બંગલાના તોરણદ્વારની કમાન ભલભલાની નજરને થંભાવી દે એવી આકર્ષક હતી. મકાન માત્ર બે માળનું હતું. ઉપર ધાબું હતું. ધાબાની વચમાં સરસ બેઠક બનાવેલી હતી. એ બેઠકના છાપરા પર ઊંચી કાઠી પર રેશમી ધ્વજ ફરફરતો હતો. જાણે રાજમહેલ જોઈ લ્યો! મહેલની ચારે દિશાએ ઝરૂખા હતા. ઝરૂખાની રચના ને કારીગરી બેનમુન હતી. બારીઓના કાચ પાણીના જેવા પારદર્શક અને પ્રભાતના જેવા તેજસ્વી હતા. ઓરડાઓમાં ઈરાની ગાલીચા બિછાવેલા હતા; ને ભાતભાતનું ફરનિચર સજાવેલું હતું. સોનેરી ફ્રેમમાં મઢેલાં ચિત્રો ભીંતો પર લટકતાં હતાં; એમાં યુદ્ધના દેખાવો હતા; વાઘ સિંહ ને હાથીના જીવનપ્રસંગો હતા, દરિયાનાં તાંડવો હતાં. મોતીચંદને થયું, આવાં ચિત્રો દુનિયામાં કોઈને ઘેર નહિ હોય. રમકડાંનો એક આખો ઓરડો ભરેલો હતો: એમાં બાબો હતો, બેબી હતી, ચંચ

કરતી ચકલીઓ હતી, કોકો કરતા કાગડા હતા, ઘુવડ હતું, ગરુડ હતું, હાથી હતો, વાઘ હતો, સિંહ હતો, હરણ હતું; નગારૂં બજાવતા પડઘમચી હતા, બેન્ડવાળા હતા, સિપાઇ હતા, બાવા હતા, મોટર હતી, રેલગાડી હતી, બલૂન હતું, વહાણ હતું. ચાવી આપતાં ભસવા માંડે તેવા કૂતરા પણ હતા. રંગબેરંગી ચિત્રોવાળી ઢગલાબંધ ચોપડીઓ હતી. ઘરમાં બેઠાં રમવાની કંઈ કેટલીયે રમતો હતી.

વચલો ખંડ એવડો મોટો હતો કે મોતીચંદને લાગ્યું કે આખું ગામ આમાં માઈ જાય. મહેલના પાછલા ઝરૂખામાં એક આરામખુરશી નાખેલી હતી. તેમાં આડા પડી મોતીચંદે બગીચાના વિસ્તાર ઉપર નજર નાખી: હોજમાં હંસ બતક તરતાં હતાં. પંખીઓ કલરવ કરતાં હતાં, ફળફૂલથી લચેલાં વૃક્ષો અનેરી શોભા આપતાં હતાં. પછી તે મકાનના આગલા ઝરૂખામાં જઈને બેઠો. ત્યાં પણ કેવું સુંદર દૃશ્ય દેખાતું હતું! થોડેક દૂર સાગર છલકતો હતો! કોઈ બે હોડકાં સઢ ફુલાવીને વહેતાં હતાં. મોતીચંદ એ જોઈ ખુશ થઈ ગયો. પાછલો દેખાવ વધારે સારો કે આગલો વધારે સારો તેનો તે નિર્ણય કરી શક્યો નહિ.

બધું ફરીને જોયા પછી મોતીચંદ અને લવજી ઝરૂખામાં આવીને બેઠા.

'સાચું કહેજે, તેં માગેલું તે પ્રમાણે જ બધું છે?' લવજીએ પૂછ્યું:

'અરે યાર, શું કહું? આટલું સરસ તો મેં કદી

કલ્પ્યું યે નહોતું. મારું તો મન ધરાઈ ગયું છે.' મોતી-ચંદે કહ્યું.

'એ ખરું, તો પણ મને એમ લાગે છે કે કદાચ બીજું બધું બને છે તેમ આ પણ સ્વાભાવિક જ બન્યું હોય; અને આમાં બાટલીના ભૂચનો કંઈ જ હાથ ન હોય. એટલે હું બાટલી ખરીદું, ને પછી મને વહાણુ બહાણુ કાંઈ મળે નહિ, તો મારે તો મફતના નરકમાં પડવા જેવું થાય. મેં તને વચન આપ્યું છે, એ હું કબુલ કરું છું. પણ મને લાગે છે કે તારે મને હજી એક વધારે પરચો બતાવવો જોઈએ.'

મોતીચંદે કહ્યું: 'બાટલીના ભૂચ પાસેથી હવે કંઈ પણ નહિ માગવાની મેં પ્રતિજ્ઞા કરી છે. મેં જેટલું માગ્યું છે એટલું જ મને અતિઘણું લાગે છે.'

લવજીએ જવાબમાં કહ્યું: 'કંઈ માગવાનું હું તને નથી કહેવાનો. મારે તો માત્ર એ ભૂચને જોવો છે. એ કંઈ માગ્યું ન કહેવાય, કારણ કે એથી કંઈ આપણને ફાયદો નથી. માટે એમાં તારે હા ના કરવાની જરૂર નથી. એકવાર હું એ બાટલીના ભૂચને નજરે જોઉં, તો પછી બધી વાત સાચી માનું. એટલે મારું માન, ને મને એ દેખાડ. તે પછી –' આમ કહી એણે ગજવામાંથી રૂપિયા કાઢયા, ને કહ્યું: 'આ રૂપિયા. હું બાટલી ખરીદ્યા વગર નથી રહેવાનો.'

મોતીચંદે કહ્યું: 'તારા કહ્યા પ્રમાણે કરવાને મને વાંધો નથી, પણ મને માત્ર એક બીક લાગે છે. આ બાટ-

લીનો બૂચ કોઈ દેવ નથી, પણ પ્રેત છે. એનો દેખાવ કદાચ ખૂબ ભયાનક હશે—એવો કે એક વખત એ નજરે જોવા પછી તને બાટલી ખરીદવાનું મન જ નહિ થાય.'

'થાય કે ન થાય, હું તને વચન આપી ચૂકયો છું. અને તું જાણે જ છે કે હું બોલ્યા પછી કદી ફરતો નથી. વળી સોદાના આ રૂપિયા પણ અહીં મૂકું છું.' આમ કહી તેણે રૂપિયા બન્નેની વચમાં મૂકયા.

મોતીચંદે કહ્યું: 'તો ભલે. મને પણ એને જોવાનું કુતૂહલ તો છે.' આમ કહી તેણે બાટલીને કહ્યું: 'એકવાર તારું મોં દેખાડી જા, ઓ બાટલીના બૂચ!'

શબ્દો ઉચ્ચારાતાં જ, ભૂત બાટલીમાંથી બહાર આવ્યો અને તરત જ પાછો, ગરોળીની પેઠે અંદર ઘુસી ગયો. મોતીચંદ અને લવજી બંને જડવત બની ગયા. એકેને શું કહેવું તે સૂઝે અને કહેવાના શબ્દ જડે તે પહેલાં રાત પડી ગઈ.

લવજીએ રૂપિયા મોતીચંદની તરફ ધકેલ્યા અને બાટલી ઉપાડી લીધી. તે બોલ્યો:

'હું થૂંકેલું કદી ગળતો નથી, ને બોલ્યા પછી કદી ફરતો નથી, અને આજે ન ફરું એ જ ઠીક છે. નહિ તો આ બાટલીને હું પગ પણ અડકાડું નહિ. ઠીક છે, મને એક વહાણ મળી જાય, ને ગજવામાં બે પાંચ રૂપિયા આવી જાય—પછી આ બાટલીના બૂચને હું ગમે તે રીતે વિદાય કરી દઈશ. કારણ કે સાચું કહું છું તને, એને જોઈને મારા કાળજામાં ચીરાડો પડયો છે."

મોતીચંદે કહ્યું: 'લવજી, તો મારી પણ તારા કરતાં સારી દશા છે એવું માનતો નહિ રાત પડી ગઈ છે, પણ તને અહીં રોકાવાનું હું કહી શકતો નથી. ગામમાં ગમે ત્યાં જઇને પડી રહેજે. સ્મશાન આગળ થઇને જવું પડશે એ જરા અઘરું તો છે જ; પણ હું એ બાટલીના ભૂતને જોઈને એવો ફફડી ગયો છું કે એ અહીંથી જશે નહિ ત્યાં લગી મારાથી ખાવું, પીવું, ઊંઘવું કે ભગવાનનું નામ લેવું, કશું જ થઈ શકવાનું નથી. સાથે મારું આ ફાનસ લઇ જા! બાટલી આ થેલીમાં નાખી લેજે. બીજું આ ઘરમાંથી તારે કંઈ જોઈએ—ચિત્ર જોઈએ તો ચિત્ર, ને રમકડું જોઈએ તો તે, ખુશીથી લઈ જા. પણ એકદમ અહીંથી જા.'

લવજીએ કહ્યું: 'મોતીચંદ, આવું સાંભળીને ગમે તેને ખોટું લાગે. વળી, મેં જ્યારે ભલા ભાવે તારું કામ કર્યું છે, મારું વચન પાળ્યું છે ને તારી પાસેથી બાટલી ખરીદી છે ત્યારે તું મને અહીંથી તરત જ ચાલી જવાનું કહે તે મને ઠીક નથી લાગતું. રાત પડી ગઈ છે, અંધારું થઈ ગયું છે, ને સ્મશાન આગળ થઇને જવાનું છે, રસ્તામાં કબરસ્તાન પણ આવે છે,—ગમે તેને બીક લાગે. તેમાં જેને જીવ પર આવો શાપ, અને બગલમાં આવી બાટલી લઇને જવાનું હોય એને દશગણી બીક લાગે જ. પણ ખરેખર, હું એટલો બધો બી ગયો છું કે તારો દોષ કાઢવાનું મને મન થતું નથી. હું જાઉં છું અને પરમાત્માને પ્રાર્થના કરું છું કે તું બંગલો લઇને સુખી થા અને હું વહાણ લઇને સુખી થાઉં, અને બંને જણા, આ બાટલી

અને બાટલીનો ભૂત બેયના માથાના થઈને સ્વર્ગવાસી થઈએ.'

આમ કહીને લવજી મહેલમાંથી બહાર નીકળ્યો. મોતીચંદ આગલા ઝરૂખામાં આવી ઊભો. ઘોડાની ખરીનો અવાજ તે સાંભળી રહ્યો, અને રસ્તા પર થઈને દૂર દૂર સ્મશાન તરફ જતું ફાનસનું અજવાળું તે જોઈ રહ્યો. તે બધોયે વખત તે મૂઠીઓ વાળી ધ્રૂજતો હતો, અને પોતાના દોસ્તનું કલ્યાણ કરવા પરમાત્માની પ્રાર્થના કરતો હતો; સાથે સાથે પરમાત્માનો આભાર માનતો હતો કે પોતે એ આફતમાંથી બચી ગયો.

પણ બીજો દિવસ એવો સરસ ઊગ્યો અને પ્રભાતના ઉજાસમાં બંગલો એવો સુંદર દેખાવા લાગ્યો કે એ બધા ભયોને વિસરી ગયો.

: ૪ :

આમ એક પછી એક દિવસો પસાર થવા લાગ્યા, અને મોતીચંદ ત્યાં ખૂબ આનંદથી રહેવા લાગ્યો. બગીચા તરફના ઝરૂખામાં એણે એની બેઠક રાખી હતી. ત્યાં જ એ જમતો, ને ત્યાં જ એ આખો દિવસ બેઠો બેઠો છાપાં ને ચોપડીઓ વાંચ્યા કરતો: પણ જો કોઈ આવી ચડે તો એને આખા બંગલામાં ફેરવતો, ને બધું બતાવતો.

થોડા વખતમાં મોતીચંદના અદ્ભુત બંગલાની ખ્યાતિ દૂર દૂર સુધી પ્રસરી ગઈ. આખા દેશમાં એ સૌથી સુંદર

ઇમારત હતી—જાણે પૃથ્વી પરનું સ્વર્ગ—તેથી લોકો એને 'ઇન્દ્રભવન' નામે ઓળખવા લાગ્યા. કોઈ કોઈ એને મોતી-ભવન, પણ કહેતા. બે ઘાટી આખોયે દિવસ મહેલને ઝાપટયા કરતા, બારીબારણાં, ભીંતો, અને છોને તેઓ ઘસી ઘસીને એવી સાફ રાખતા, કે એમાંથી પ્રભાતના અજવાળા જેવું તેજ નીતરતું. મોતીચંદ પોતે પણ એવો પ્રફુલ્લ બની ગયો હતો કે ઝીણું ઝીણું ગણગણ્યા વગર એ પગલું ભરી જ નહોતો શકતો. જ્યારે કોઈ વહાણ કે હોડકું દરિયા પરમાં આવતું જતું જણાતું ત્યારે એ બંગલાના ધાબા ઉપર ધ્વજ ફરફરાવ્યા વિના રહેતો નહિ.

શ્રીમંત શેઠ મોતીચંદને હવે અનેક જગાએથી લગ્નનાં કહેણ આવવા લાગ્યાં. બહુ વિચાર પછી મોતીચંદે, છેવટે, અંજારના દુર્લભજી શેઠની દીકરી દયાકુંવરની સાથે સગપણ કરવાનું નક્કી કર્યું. વાત બહુ જલદી ગોઠવાઇ ગઈ—તીર જલદી જાય છે, અને બંદૂકની ગોળી એથી યે જલદી જાય છે, અને છતાં એ બેઉ નિશાન પાડે છે. તેમ વાત બહુ જલદી ગોઠવાઈ ગઈ, અને બહુ આગળ પણ વધી ગઈ હતી. સગપણ પાકું કરીને, મોતીચંદ ઘેર આવવા નીકળ્યો, ત્યારે એના ઘોડાને જાણે પાંખો આવી હતી; અને ઘોડાની ખરીઓના અવાજની સાથે મોતીચંદ તાલ મેળવી કંઇક ગણગણતો હતો—સ્મશાનમાં પણ એના પડઘા પડયા.

એ 'મોતીભવન' માં આવી પહોંચ્યો, તોયે એ

ઝીણું ઝીણું ગણગણતો હતો. ઝરૂખામાં આવી એ વાળુ કરવા બેઠો ત્યારે ખાતાં ખાતાં યે શેઠને ગણગણતા જોઈ રામાને આજે નવાઈ લાગી.

સૂરજ પશ્ચિમમાં ડૂબી ગયો, અને રાત પડી; ત્યારે પણ મોતીચંદ ફાનસના અજવાળે ઝરૂખામાં આંટા મારતો હતો; એના ગાવાના અવાજે વહાણોવાળાઓને યે ચમકાવી મૂકયા હતા.

'હવે હું સુખની ટોચે પહોંચ્યો છું. જીવનમાં હવે કાંઈ બાકી નથી. સાગરકિનારે ટેકરી, ટેકરીની કેડે બંગલો, અને બંગલાની કેડે હું!' તે મનમાં ગણગણ્યો.

મધરાત લગી તેણે આમ આંટા માર્યા; પછી તેણે સૂવાનો વિચાર કર્યો. પણ સૂતા પહેલાં ગરમ પાણીથી નહાવાનું તેને મન થયું.

રામાને બૂમ પડી. તે અડધી ઊંઘમાંથી જાગ્યો અને ચૂલો સળગાવવા ગયો. જતાં જતાં તેણે શેઠને ઝાકમઝોળ ઓરડામાં આનંદથી ગાતા ને સીટી બજાવતા સાંભળ્યા.

પાણી ગરમ થવા આવતાં રામાએ શેઠને બોલાવ્યા. શેઠ બાથરૂમમાં નહાવા ગયા, અને રામો હજી યે શેઠના ગળામાંથી ગાવાનો અવાજ સાંભળતો રહ્યો. ત્યાં તો અવાજ ઓચિંતાનો બંધ થઈ ગયો. રામો કાન માંડી જ રહ્યો, પણ પછી કંઈ અવાજ સંભળાયો નહિ. ચિંતાતુર બની તેણે બીજા નોકરોને જગાડયા, ને સૌએ મળીને શેઠને બૂમ મારી કે તમને કંઈ થયું તો નથીને, એકદમ ગાતા કેમ બંધ થઈ ગયા?

મોતીચંદે જવાબ દીધો: કંઈ થયું નથી, સાજો છું. તમે હવે સૂઈ જાઓ.'

પણ તે પછી 'મોતીભવન' માં સંગીત સંભળાયું નહિ. એ આખી રાત ઘાટીએ શેઠનાં પગલાંનો અવાજ સાંભળ્યા કર્યો—મોતીચંદે આખી રાત ઊંઘ્યા વગર, ઝરૂખા-માં આંટા મારવામાં વિતાવી હતી.

હવે, વાત એમ હતી કે મોતીચંદે નહાવા માટે કપડાં કાઢયાં કે તેને પોતાના જમણા ખભા પર ધોળું ચાઠું—ઝાડ પર ઉધાઈના જેવું દેખાયું. એ જોતાં જ એનું ગાવાનું બંધ થઈ ગયું. કારણ કે એ ચાઠું શાનું હતું એની એને ખબર હતી—એને કોઢ નીકળ્યા હતા.

હવે, કોઢનો રોગ એવો છે કે એ નીકળ્યાની ખબર પડયા પછી કોઈને આનંદ ન થાય. કોઢિયાને વસ્તીમાં રહેવા ન મળે; ઘરબાર સગાંસાગવી, મિત્રોદોસ્તો બધાંને છોડી કોઈ અજાણ્યા સ્થળે, અજાણ્યા કુંડોમાં સ્નાન કરવા, ને અજાણી માટીમાં આળોટવા ચાલ્યા જવું પડે. નસીબે સાજો થાય તો પાછો ઘરનું બારણું જોવા પામે, નહિ તો કોઈ અજાણ્યા સ્થળે, રીબાઈ રીબાઈને મરી જાય. આવું ભાવિ કોને ગમે? ઘરનો મોહ માણસને એવો છે કે કુબો છોડીને યે જવાનું એને ગમે નહિ, તો મોતીચંદ આવો ભવ્ય આલેશાન બંગલો છોડીને ક્યાંય જવાની કલ્પના જ કેમ કરી શકે? વળી, એનું સગપણ થયે તો પૂરા ચોવીસ કલાકે હજી થયા નથી. નાતમાં બોલાતા પૂછાતા ઘેર એના વિવાહ થયા હતા. થોડા વખતમાં હવે એનાં લગન થવાનાં

હતાં. એ બધાંયે સ્વપ્નાં, કાચના ટુકડાની પેઠે શું ઘડીકમાં ભાંગીને ભૂકો થઈ જશે ?

નહાતાં નહાતાં એ ચમકીને ચીસ પાડી ઊભો થઇ ગયો; બે લોટા પાણી અંગ પર રેડયું ન રેડયું કરીને એ બહાર દોડી આવ્યો, અને હતાશ માનવીની પેઠે, ઝરૂખામાં આમથી તેમ, આંટા મારવા લાગ્યો.

તે વિચાર કરવા લાગ્યો: 'જનમભોમ છોડીને યે જઇ શકું, ટેકરીની કેડે ઠરેલા આ ભવ્ય મહાલયને યે કદાચ છોડીને જઈ શકું; વતનથી દૂર, સગાંવહાલાંથી દૂર, ભાઇ-બંધ દોસ્તોથી દૂર, કોઇ અજાણ્યા મુલકમાં, અજાણી ધરતી પર, માથું કુટીકૂટીને કદાચ મરી પણ શકું; પણ મેં એવાં શાં પાપ કર્યાં છે, મારો એવો શો ગુનો થયો છે કે મારે આમ લોકમાં નીચું જોવું પડે છે, ને કુતરાની પેઠે હાડહાડ થવું પડે છે! મેં તો ઠીક, પણ દુર્લભજી શેઠની દીકરીને શા સારૂ મારી ખાતર હડધૂત થવું પડે ? નાતમાં વિવાહ તૂટવાની બદનામી મોતથી યે ભૂંડી છે!

મોતીચંદ કઈ જાતનો માણસ હતો એ હવે તમે સમજી શકશો. વર્ષોનાં વર્ષો સુધી એ 'મોતીભવન' માં રહે, છતાં કોઈને એના રોગની ગંધ પણ આવે એવું નહોતું. પણ ના, જે દુર્લભજી શેઠે એના પર વિશ્વાસ રાખીને પોતાની દીકરી દેવાનું નક્કી કર્યું હતું, એમને છેતરાય કેવી રીતે ? મોતીચંદની જગાએ બીજો હોય તો કશું જ કહે કરે નહિ, ગુપચુપ પરણી નાખે. કારણ એ કે એ લોકોના આત્મા પશુના હોય છે. મોતીચંદ પ્રામાણિક હતો. કાકાને

ત્યાં વર્ષો લગી કામગીરી બજાવી હતી, પણ એક રાતી પાઈની યે એને હાથે ગફલત થઇ નહોતી. એવો માણુસ એક નિર્દોષ ગભરૂ બાલિકાને છેતરવાની તો કલ્પના પણ કેમ કરી શકે? પરણીને, પોતાની પાછળ અજાણ્યા મુલકમાં, અજાણી ધરતી પર રઝળાવી ભટકાવી, એના હાલહવાલ શા સારૂ કરે? નહિ, પોતાની ખાતર દયાને એ એવા દુ:ખમાં નહિ જ નાખે.

મનની આવી વિહ્વળ દશામાં, પાછલી રાતે, એકાએક એને બાટલી યાદ આવી ગઇ. જે જગાએ બેસીને તેણે લવજીની સાથે બાટલીના બૂચનાં દર્શન કર્યાં હતાં, તે જગાએ જઇને એ ઊભો. એ પ્રસંગ યાદ કરતાં, એની નસોનું લોહી જાણે થંભી ગયું.

મોતીચંદે વિચાર કર્યો: 'ભયંકર ચીજ છે એ બાટલી, ભયંકર છે એ બાટલીનો બૂચ, અને એથી યે ભયંકર છે રૌ રૌ નરકની યાતના. પણ આ રોગમાંથી ઉગરવાનો બીજો ઉપાય નથી. અને ઉગર્યા વગર તો લગ્ન કરાય જ નહિ.'

પછી તેણે વિચાર કર્યો કે પહેલું તો મારે લવજીને મળી બાટલી વિષે પૂછવું જોઇશે. એની પાસે ન હોય તો પછી બીજે જોવું જોઈશે. પણ બાટલીને ખોળી કાઢયા વગર હવે નથી ચાલવાનું.' એક વખત જે બાટલીથી છૂટવા એ ઊંચો નીચો થઈ ગયો હતો, તે જ બાટલીને પાછી મેળવવા આજે એ તલપાપડ બની ગયો હતો!

એક પળ પણ તે ઊંઘી શકયો નહિ. ચાનો ઘૂંટડો

પણ એના ગળે ઊતર્યો નહિ. તરત જ એણે દુર્લભજી શેઠને એક કાગળ લખી નાખ્યો: 'હમણાં થોડાક દિવસ બહારગામ જાઉં છું, આવીને ખબર આપીશ.'

ઘોડેસવાર થઈ તે ચાલી નીકળ્યો. રાતે વરસાદ પડયો હતો, તેથી તેનો ઘોડો ધીમે ધીમે ચાલતો હતો. સ્મશાન આગળ થઈને એ નીકળ્યો ત્યારે તેને ત્યાં રાખ બનેલા માણસોની અદેખાઇ આવી. તેને થયું: આ લોકો કેવા સુખી કે મરીને બધાં દુઃખમાંથી છૂટી ગયા!

હજી તો ગઇ કાલે જ પોતે અહીં ઘોડો દોડાવતો, ને ગીત ગાતો આવ્યો હતો, ને આજે એ જ ઘોડાના પગ પણ ભારે થઇ ગયા હતા—તેને નવાઇ લાગી.

અવિરામ મજલ કરતો મોતીચંદ માંડવીમાં આવ્યો ને સીધો બંદર પર ગયો. લોકોનાં ટોળાં ત્યાં જામ્યાં હતાં. કોઇ પત્તાં રમતા હતા. કોઇ ગપાટા મારતા હતા.

પણ મોતીચંદને વાત કરવાની યે ફુરસદ નહોતી. એ વિહ્વળ નજરે ઘડીમાં પાણી તરફ, તો ઘડીમાં ગોદી તરફ જોયા કરતો હતો, અને નિસાસા નાખતો હતો.

'મોતીભવન' વાળા મોતીચંદ આજે કાંઇ ખુશમિજાજ-માં નથી લાગતા.' લોકો માંહોમાંહે વાતો કરવા લાગ્યા. અને એમની વાત ખરી હતી; તે ખુશમિજાજમાં નહોતો, અને ન હોય એ દેખીતું છે. પાંજરામાં પુરાયેલા રાની પ્રાણી જેવી આજે તેની દશા હતી.

લવજીના ખબર કાઢતાં તેને જાણવા મળ્યું કે ઓચિં-

તાનો એ તવંગર બની ગયો હતો, ને એક જબરદસ્ત વહાણનો માલીક બની, માલ ભરી એ વહાણ આફ્રિકા તરફ હંકારી ગયો હતો. રાજકોટમાં એણે એક સુંદર બંગલો બંધાવ્યાના સમાચાર પણ એને મળ્યા. એણે એમ પણ સાંભળ્યું કે લવજીના એ બંગલાના બાગમાં, નેતરના સટિયા જેવડાં ઊંચાં ઝાડ ફળથી લચી પડતાં હતાં.

અચાનક મોતીચંદને એક વિચાર સૂઝયો. તેણે પેલા ઇજનેરની મુલાકાત લીધી. ઇજનેર એને જોઇને ખુશ થયો હોય એવું લાગ્યું. તેણે કહ્યું: 'પધારો, શેઠ! ફરમાવો, શો હુકમ છે?'

'હું માની લઉં છું કે આપ મારા મિત્ર લવજીને ઓળખો છો.'

'હા, હા, બહુ સરસ રીતે. પછી તો અમારે બહુ સારી દોસ્તી થઇ ગયેલી.' ઇજનેરે કહ્યું.

મોતીચંદે કહ્યું: 'લવજી મારી પાસેથી એક ચીજ વેચાતી લઈ ગયો છે, એ સંબંધમાં હું આપની સલાહ લેવા આવ્યો છું.'

એકદમ ઇજનેરનો ચહેરો પડી ગયો. તે બોલ્યો: 'હું સમજી ગયો તમારે શું જોઈએ છે તે. પણ આ બહુ રદ્દી બાબત છે, મને એમાં રસ નથી. તમને મારા શબ્દો પર વિશ્વાસ હોય તો કહું કે મને આ વિષે કશી ખબર નથી; છતાં હું કંઇક કલ્પના કરી શકું છું. જો તમે ફલાણી જગાએ ખબર કાઢશો તો, મને લાગે છે કે કદાચ તમને ધારેલી બાતમી મળી રહેશે.'

આમ કહી એણે એક માણસનું નામ આપ્યું; તે નામ પણ અહીં જાહેર ન કરવું તે જ ઠીક છે. મોતીચંદ એ માણસને ત્યાં ગયો, ત્યાંથી વળી બીજે ગયો, બીજેથી ત્રીજે ગયો; દરેક જગાએ તેણે નવો જ ઠાઠઠઠેરો, ઘરેણાં ને ઘોડા ગાડીઓ જોઇ. સાધારણ મકાન તો જોવા જ ન મળે ! જ્યાં જાય ત્યાં નવા ને નવા બંગલા; ને મશરૂની ગાદીઓમાં પોદળામાં ભેંસની પેઠે આળોટતા સુખિયા માણસો !

પણ એ બધાની આગળ જઇને જ્યારે મોતીચંદે પોતાના આવવાનું કારણ જણાવ્યું ત્યારે દરેકનાં મોં પર તરત શાહી ઢળી ગઇ હતી.

મોતીચંદે વિચાર્યું: 'હું ચીલે છું એટલી વાત નક્કી. આ ઘરેણાં ને ગાડીઓ, બંગલા ને બગીચા બાટલીના જ પ્રતાપે છે; લાભ મેળવી લઇ, એ શાપિત ચીજને સહેલાઇથી બીજાના હાથમાં પધરાવી શકાય છે તેથી જ આ લોકોના મોં પર આટલો ઉલ્લાસ છે. હવે ચહેરા પર નૂર વિનાનો, ને નિસાસા નાખતો કોઇ જોવા મળે, તો જાણી જાઉં કે એની જ પાસે બાટલી છે.'

એમ અનેક ઘરોના ઉમરા ચડતો ઉતરતો છેવટે એ એક ભાટિયાના ઘર આગળ આવી ઊભો. ઘર નવું હતું, સરસ બાગ ખીલેલો હતો, બારી બારણાં પર રેશમી પડદા લટકતા હતા. સાંજ પડી ગઇ હતી. બારણું ઉઘડતાં જ ઘરમાંથી હાંડીઝુમ્મરના દીવાઓનું આંખને આંજી નાખે તેવું અજવાળું આવ્યું.

એ અજવાળામાં ઘરધણીની સુરત જોઇ મોતીચંદે આશાની સાથે સાથે ભયનો આંચકો અનુભવ્યો. કારણકે એ જુવાનનો ચહેરો મડદા જેવો ફિક્કો હતો, આંખો ઊંડી ઊતરી ગઈ હતી, માથે ટાલ પડવા માંડી હતી; ફાંસીની સજા પામેલાના જેવો એનો આખો દેખાવ હતો.

મોતીચંદને ખાતરી થઇ ગઇ કે અહીં જ પેલી ખાટલી છે. તેથી તેણે તેના સાથે લાગલી જ વાત કરી: 'હું એ ખાટલી વેચાતી લેવા આવ્યો છું.'

આ શબ્દો સાંભળતાં જ જુવાન ચમકીને ભીંત સરસો થઇ ગયો.

'ખાટલી ! હેં ?' ભારે સ્વરે તે બોલી ઊઠયો. 'ખાટલી વેચાતી લેવા આવ્યા છો ?' બોલતાં બોલતાં એનો શ્વાસ ગુંગળાવા આવ્યો હોય એવું લાગ્યું. મોતીચંદને બાંયેથી ઝાલી તે અંદર ખેંચી ગયો, જે ગાદલા પર બેસાડી તેની સામું પ્રશ્નસૂચક નજરે જોઇ રહ્યો.

મોતીચંદે સ્વસ્થતા ગુમાવ્યા વગર જવાબ દીધો: 'હા, હું ખાટલી વેચાતી લેવા જ આવ્યો છું. અત્યારે એની શી કિંમત ચાલે છે ?'

આ સાંભળી જુવાનિયાએ ચશ્માં ઉતારી, આંગળીએથી કાચ લૂછી, ફરી ચશ્માંમાંથી ચુંચી નજર કરી મોતીચંદની સામે જોયું. મોતીચંદને લાગ્યું, જાણે કોઈ પ્રેત એની સામે તાકી રહ્યું છે.

જુવાને કહ્યું: 'કિંમત, હેં ? કિંમત ? કિંમતની તમને ખબર નથી ?'

મોતીચંદે જવાબ દીધો: 'એટલે તો પૂછું છું. પણ તમે કેમ આટલા વિહ્વળ બની જાઓ છો ? કિંમતમાં એવું કંઇ બન્યું છે ખરું ?'

'બન્યું છે. તમે વેચી તે પછી તો એની કિંમત ખૂબ જ ઊતરી ગઈ છે.' થોથવાતાં થોથવાતાં જુવાને જવાબ દીધો.

'ભલે ને, તો શું થઈ ગયું ? મારે એટલું ઓછું આપવું પડશે. તમે એ કેટલામાં રાખી હતી ?' મોતીચંદે પૂછ્યું.

જુવાનનો ચહેરો ધોળો પૂણી જેવો થઈ ગયો. તે બોલ્યો: 'બે પૈસા.'

મોતીચંદ બોલી ઊઠ્યો: 'શું ? બે પૈસા ? તો તમે એને બહુ તો એક પૈસામાં વેચી શકો. એક પૈસાથી હલકું નાણું તો આપણે ત્યાં છે નહિ. એટલે હવે જે ખરીદે તેને—'

મોતીચંદ આગળ બોલી શક્યો નહિ. તે કહેવા જતો હતો કે હવે જે ખરીદે તેને વેચવાની તક રહેતી નથી. બાટલી ને બાટલીનો ભૂત, એ મરી જાય ત્યાં લગી એની સાથે જ રહેવાનાં, અને એને રૌ રૌ નરકની જ્વાળાઓમાં હોમવા લઈ જવાનાં.

પેલો જુવાન એકદમ મોતીચંદના પગમાં પડયો, બોલતાં બોલતાં તેનું ગળું ફાટી ગયું: 'ગમે તેમ કરીને લઈ જાઓ, ભગવાન તમારું ભલું કરશે. ઉપરથી મારી તમામ માલમિલકત હું તમને આપી દઉં છું. ગાંડપણમાં ભાન ભૂલી હું એ બે પૈસામાં ખરીદી બેઠો હતો. બન્યું'તું એવું કે મેં શેઠનાં નાણાં ઓળવ્યાં'તાં. મારી બચવાની બીજી કોઈ બારી નહોતી. જેલમાં ગયા વગર મારો છૂટકો નહોતો.'

મોતીચંદે મનમાં કહ્યું: 'ઓહ! એક જેલમાં જવું પડે એટલા ખાતર, પોતાના જ ગુનાની યોગ્ય સજામાંથી છટકવા ખાતર, આણે પોતાના માથા ઉપર નરકની યાતનાઓ વહોરી. તો શું હું એક નિર્દોષ નારીની ખાતર એ શાપ રાજી-ખુશીથી માથે નહિ લઈ શકું ?'

આમ વિચારી તેણે મોટેથી કહ્યું: 'લાવો બાટલી, લો આ રૂપિયો. એક પૈસો કાપી લઈ બાકીના પૈસા મને પાછા આપો, તમારી પાસે પરચુરણ હોવું જ જોઇએ.'

મોતીચંદની ધારણા ખરી હતી. એની પાસે પરચુરણ હતું જ. એક તો શું, પણ પચાસ રૂપિયાનું પરચુરણ આપવું પડે તો યે આજે એની પાસે હતું.

બાટલી હાથમાં આવતાં જ મોતીચંદે કોઢ મટી જાય એવી ઇચ્છા કરી. અને ખરેખર, ઘેર પહોંચ્યા પછી જ્યારે એણે કપડાં કાઢયાં, ત્યારે આયનામાં પોતાનું પ્રતિબિંબ જોઈને એ ખુશ થઈ ગયો. એનો રોગ સાવ અદૃશ્ય થઈ ગયો હતો.

તરત એક નવાઈની વાત બની. આ ચમત્કાર બન્યો તેજ ઘડીએ તેનું મન એકદમ બદલાઈ ગયું. કોઢની ચિંતા કરવી તે ભૂલી ગયો, અને દુર્લભજીની દીકરીની ચે ચિંતા કરવી તે ભૂલી ગયો. માત્ર આ એક જ વિચારે તેના મનનો સંપૂર્ણ કબજો લઈ લીધો કે હવે હું બાટલીના ભૂતના પંજામાં સપડાયો છું, ને એવો સપડાયો છું કે તેમાંથી અનંત કાળ લગી છૂટી શકવાનો નથી, રૌ રૌ નરકમાં યુગોના યુગો સુધી સડીસબડીને, બળીઝળીને મારે ખાખ થવું પડવાનું છે. એની આંખો આગળ નરકની યાતનાઓનો ચિતાર જાણે પ્રત્યક્ષ દેખાવા લાગ્યો, એનો આત્મા મૂઢ બની ગયો, એની આંખે અંધારાં ફરી વળ્યાં.

મોતીચંદ કંઈ ભાનમાં આવ્યો, ત્યારે સવાર થઈ ગઈ હતી. પણ એકાંતની હવે તેને બીક લાગતી હતી. ક્યાંક જવાનો તેણે વિચાર કર્યો, એટલામાં નગરશેઠના ઘરનું નિમંત્રણ તેને યાદ આવી ગયું. તે ત્યાં ગયો. લગ્નનાં વાજાં વાગતાં હતાં, ને સૌ બનીઠનીને ફરતા હતા. સર્વત્ર આનંદ ઉલ્લાસ હતો. પણ એ ઉલ્લાસની વચમાં મોતીચંદને રૌ રૌ નરકના ભડકા દેખાવા લાગ્યા, એની લાલ લાલ જ્વાળાઓથી જાણે એની આંખો બળવા લાગી.

મહા પ્રયત્ને તેણે સ્વસ્થતા પ્રાપ્ત કરી તે બોલ્યો: 'થનાર હતું તે થઈ ગયું. હવે થયું ન થયું થનાર નથી, શાપમાંથી પણ સુખ લઈ શકાતું હોય તો શા સારુ ન લેવું ?'

: ૫ :

દયાકુંવરની સાથે મોતીચંદનાં લગ્ન થઈ ગયાં. દયાને લઈને મોતીચંદ 'મોતી–ભવન'માં આવ્યો. હવે એવું બનવા માંડયું કે દયાને જોતાં એનું મન શાંત પડતું, પણ એ એકલો પડતો ત્યારે ભયભીત બની જતો, નરકના ભડકા એને દેખાતા, અને એની જ્વાળાઓથી એની આંખો બળવા માંડતી.

દયા ખૂબ આનંદી છોકરી હતી. એ એવી માટીની બનેલી હતી કે એના માથાના મોવાળા અને પગના નખ સુધી સૌને તે આનંદી જ દેખાતી હતી. એવો એનો સ્વભાવ હતો. ઊંચે સાદે તે કદી બોલતી નહિ. નોકરચાકર સાથે પણ ખૂબ માયાથી વર્તતી. આખો દિવસ ઝીણું ઝીણું ગાયા કરતી—મોતીભવનમાં જાણે એક કલ્લોલતું પંખી આવી વસ્યું હતું. મોતીચંદ એનો કલરવ સાંભળી ખુશ થતો, પણ બીજી જ પળે ખૂણે ભરાઈ જઈને રોતો ને નિસાસા નાખતો કે આની ખાતર મારે કેવો ભયંકર શાપ માથા પર ઉઠાવવો પડ્યો છે! પણ પછી આંસુ લૂછી નાખી, મોં ધોઈ એ ઝરૂખામાં આવી બેસતો, ને તમાચો મારીને ગાલ લાલ રાખવા મથતો.

પણ ધીમે ધીમે દયાને ખબર પડતી ગઈ કે મોતીચંદ હસતો નથી, હસવામાં ભળતો નથી; એનો આનંદ ઊતરી ગયો છે, ખાવાપીવા પર પણ એને રૂચિ રહી નથી; એકલો એકલો નિસાસા નાખ્યા કરે છે ને રડે પણ છે; નક્કી એ કોઈ ભારે દુઃખથી પીડાય છે. ઘાટીને પૂછતાં એ કહે છે કે

પહેલાં તો શેઠ ખૂબ જ ખુશમિજાજમાં રહેતા હતા. તો પછી હવે આમ કેમ ?

પતિના દુઃખે એ પણ દુઃખી થવા લાગી. એનો પણ આનંદ ઊતરી ગયો. એક વખતનું ગાતું હસતું કલરવતું પંખી હવે પાષાણની પૂતળી બની ગયું—ન હસવું, ન ગાવું, ન કલ્લોલવું !

એને આમ દુઃખી બનતી જોઈ મોતીચંદે એક દિવસ એને પૂછ્યું: 'હવે તું કેમ હસતી નથી, દયા ? શું અહીં તને નથી ફાવતું ? તને સુખી કરવા હું મારું માથું ઉતારી આપવા તૈયાર છું.'

'સુખી !' દયાએ દયામણે સ્વરે કહ્યું: 'તમે પોતે તો સુખી જણાતા નથી.'

'વાત ખરી !' મોતીચંદે કહ્યું: 'મેં રૌ રૌ નરકની યાતના મારા માથા પર ઉતારી છે. મારા એ દુઃખની વાત તું જાણીશ ત્યારે તને મારા પર દયા આવશે. પણ એ જોખમ મેં તારી ખાતર ઉઠાવ્યું છે.'

'મારી ખાતર ?' દયા નવાઈ પામી ગઈ.

'હા, નહિ તો મારે એવી શી જરૂર હતી ?' બોલતાં બોલતાં મોતીચંદ રડી પડયો.

પછી તેણે તેને બાટલી વિષે પહેલેથી માંડીને બધી વાત કહી. પછી કહ્યું: 'આટલા દુઃખમાં પણ એક તને જોઇને હું પળવાર હસી શકું છું.'

'તમે મારી ખાતર આટલો ભોગ આપ્યો, ને હું શું કાંઈ નહિ કરી શકું ? પતિની ખાતર પત્ની પોતાની ખાલના જોડા કરાવી આપશે.'

મોતીચંદે હસીને કહ્યું: 'એ ખરું, પણ મારી ખાતર સો વાર મરીને યે તું મને કેવી રીતે ઉગારી શકવાની છે ?–નરકની ખાડમાં મારે પડયે જ છૂટકો.'

થોડી વાર વિચાર કરી દયાએ કહ્યું: 'આપણે બાટલી વેચી નાખીએ તો ?'

મોતીચંદે કહ્યું: 'હં, પણ વેચાય કેવી રીતે ? એક પૈસાથી હલકું નાણું આપણે ત્યાં છે જ કયાં ?'

દયાએ કહ્યું: 'આપણે ત્યાં નથી, પણ મારા કાકા અમદાવાદ ગયેલા તે કહેતા હતા કે ત્યાં એક પૈસાની ત્રણ પાઈઓ આવે છે. વળી પૈસાના બે અધેલા આવે છે. એટલે છેલ્લે અડધી પાઈનો યે ત્યાં સોદો થઈ શકે છે—અઢીપાઈ, બે પાઈ, દોઢ પાઈ, એક પાઈ ને અડધી પાઈ, એમ એક નહિ, બે નહિ, પણ પાંચ વખત ત્યાં બાટલી વેચી શકાય. તો પછી આપણે એક વખત પણ સોદો નહિ કરી શકીએ ? બે જણાં છીએ તોય ? શું વાત કરો છો ? છોડો ચિંતા, ને કરો અમદાવાદની તૈયારીઓ !'

મોતીચંદનામાં આ સાંભળી જરા હિંમત આવી. પાઈના સિક્કા પણ એણે જોયા હતા, ને પાઈના હિસાબો પણ ગણ્યા હતા, પણ આજ પહેલાં પાઈની એને કદી કિંમત લાગી નહોતી. એટલે જ એ પાઈના સોદાની શકયતા

કલ્પી શક્યો નહોતો. તે બોલ્યો: 'ઓહ ! એવું બને તો કેવું સરસ ! મને ઘણી વખત એવું થતું કે સારા હેતુથી મેં આ શાપ વહોર્યો છે તો શું ભગવાન જરી પણ મારી સામું નહિ જુએ ? પણ કંઈ ઉપાય જડતો નહોતો.'

દયાએ કહ્યું 'જરૂર સામું જોશે. ભગવાન સૌનાં મન જાણે છે. એ કદી અન્યાય નહિ કરે. આપણે આજ ને આજ અમદાવાદ જવા નીકળી જઈએ. મુંબઈ પાસે ખરું, પણ મારા કાકા કહે કે અમદાવાદના લોકો બહુ લોભીઆ ને બહુ કંજૂસ છે. મોટા મોટા લખપતિઓ યે ત્યાં પાઈ અડધી પાઈના સોદા કરે છે. બાટલી જરૂર ત્યાં વેચાઈ જશે.'

સામાન બંધાવા લાગ્યો. સારામાં સારી પેટીમાં દયાએ બાટલી મૂકી. એની ઉપર પછી કીમતી શાલ દુશાલા ને સાડીઓ ગોઠવી. 'લોકોએ જાણવું જોઇએ કે આપણે કેવા પૈસાદાર છીએ. નહિ તો બાટલીની વાતમાં માનશે કોણ ?'

ફરી પાછી દયા કલરવતી પંખિણી જેવી બની ગઈ. મોતીચંદની છાતી પરથી ઘણો ભાર ઓછો થઈ ગયો હતો. હવે તેના દુ:ખમાં ભાગ લેનારું આવી મળ્યું હતું, અને દુ:ખમાંથી છૂટવાની નવી આશા ઉત્પન્ન થઈ હતી; આથી એ એકદમ બદલાઈ ગયો હતો. એનો પગ હવે પહેલાં જેવો ભારે નહોતો પડતો, અને એના શ્વાસોચ્છ્વાસ પણ ફરી હલકો બની ગયો હતો. છતાં ભય માથા પર ઝઝૂમતો

હતો જ; અને બારીમાંથી પવનનો ઝપાટો આવતાં દીવો હોલવાઈ જાય તેમ રહી રહીને એની આશા મરી જતી હતી, અને એને નરકના ભડકા દેખાવા માંડતા અને એની લાલ લાલ જ્વાળાઓથી એની આંખો બળવા માંડતી.

: ૬ :

અમદાવાદમાં આવી મોતીચંદે રાયપુર ચકલામાં મહાલક્ષ્મીની પોળના નાકે, રસ્તા પર જ, ભોંયતળિયા સમેત ત્રણ માળનું એક સુંદર મકાન ભાડે રાખ્યું. આખો દિવસ પોતાની સેવામાં રહે એવી એક ઘોડાગાડી પણ નક્કી કરી લીધી. એક બાઈ, એક રસોયો, અને બે નોકરો પણ રાખી લીધા. બાટલી હતી ત્યાં લગી ખર્ચની ચિંતા કરવાનું કંઈ કારણ નહોતું. આ બાબતમાં મોતીચંદ કરતાં દયાની હિંમત વધારે હતી, અને મોતીચંદે તો હવે દયાના કહેવા પ્રમાણે જ ચાલવાનું હતું.

આમ થોડા જ વખતમાં મોતીચંદ રાયપુર લત્તામાં સૌની વાતોનો વિષય બની ગયો. એને ત્યાં રાત ને દિવસ માણસોની અવરજવર રહેવા લાગી, ચાપાણી ઊડવા લાગ્યાં, મહેફિલો થવા લાગી. ધીરે ધીરે તેમણે બાટલીનું માહાત્મ્ય ગાવું શરૂ કર્યું.—તમે સમજી શકશો કે એ કંઈ સહેલી વાત તો નહોતી. અઢળક ધન અને સર્વ રોગોની જડીબુટ્ટી જેવી ચીજ તમે અઢી પાઈમાં વેચવા કાઢો, ત્યારે તમે મશ્કરી નથી કરતા એની ખાતરી કરાવી આપવી પડે છે અને તે કામ કંઈ સહેલું નથી. વળી બાટલીનાં જોખમોનો

પણ પૂરો ખ્યાલ આપવાનો હતો. આથી પરિણામ એ આવવા માંડ્યું કે કાંતો લોકો આખી વાતને બનાવટી માની હસી કાઢતા, કે તેના પાછલા ભાગનો જ વધારે વિચાર કરતા, ગંભીર બની જતા, અને મોતીચંદ-દયાને ભુવા સમજી તેમને ઘેર આવવાનું બંધ કરી દેતા.

એટલે ફાવવાની વાત તો દૂર રહી, પણ બંને જણને આખા ગામનો બહિષ્કાર સાંપડ્યો. છોકરાં એમને જોઈને ચીસો પાડી નાસી જતાં—દયાને એ અતિ અસહ્ય થઈ પડતું. સવારના પહોરમાં એમનું મોં ન જોવું પડે માટે લોકો એમના ઘર આગળથી પસાર થતાં આડો રૂમાલ રાખતા. તેમની સાથે વાત કરવાનું પણ કોઈ મન કરતું નહિ.

આથી બંને હતાશ બની ગયાં. આખા દિવસના તન-તોડ પરિશ્રમ પછી, ઘણી વખત આખી યે રાત તેઓ એક મટકું યે માર્યા વગર પસાર કરતાં : બન્ને વચ્ચે એક અક્ષરની યે આપ લે થતી નહિ. એકાએક ધ્રૂસકે ધ્રૂસકે રડી પડીને દયા એ શાંતિનો ભંગ કરતી. કોઈ વાર તેઓ સાથે ભગવા-નની પ્રાર્થના કરવા બેસતાં; તો કોઈ વાર બાટલી ભોંય પર મૂકી અંદર ભમતા પડછાયાને જોતાં, સામસામાં, એક હરફે ઉચ્ચાર્યા વગર બેસી રહેતાં. એ જોયા પછી તેમને ઊંઘવાનું મન થતું નહિ—બીક લાગતી. આંખો ખેંચી ખેંચીને થાકી જાય, અને કદાચ જો બેમાંથી એકને ઝોકું આવી જાય તો ઘડીકમાં એ ચમકીને જુએ કે બીજું અંધારામાં છાનું છાનું ડૂસકાં ભરે છે, અથવા તો ઘરમાંથી બહાર રસ્તા પર કે ગમે ત્યાં આંટા મારવા નાસી ગયું છે.

એક રાતે આવું બન્યું. દયા જાગીને જુએ તો મોતીચંદ ન મળે. ઘરમાં તપાસ કરી, પણ ક્યાંય તેનો પત્તો નહોતો. એ ભયભીત બની ગઈ, અને મૂઢ બની બેસી રહી. બારીમાંથી ચંદ્રમાનું અજવાળું અંદર પડતું હતું. ઓરડાની વચ્ચોવચ્ચ જમીન પર મૂકેલી બાટલી એ અજવાળામાં સાફ સ્પષ્ટ દેખાતી હતી. બહાર પવન જોસથી વહાતો હતો, રસ્તા પરનાં એકલવાયાં ઝાડ સુસવાટા કરતાં હતાં, તેનાં ખરેલાં પાંદડાં વળાઈને આંગણામાં દોડી આવતાં હતાં.

આ અવાજ ભેગો દયાને એક બીજો અવાજ સંભળાયો. તે અવાજ માણસનો કે પશુનો તેની મને સમજ ન પડી, પણ તે મોતના પોકાર જેવો દુ:ખમય હતો. એકદમ તેના કાળજામાં તે ઊંડો ઊતરી ગયો.

ધીરેથી તે ઊભી થઈ. બારણું ઉઘાડી ચાંદનીમાં ઝગમગતી ઓસરીમાં એણે નજર નાખી. ત્યાં એક ખૂણે, ધૂળમાં માથું રગદોળતો મોતીચંદ પડયો હતો, અને પડ્યો પડ્યો નિસાસા નાખતો હતો.

એકદમ તેની પાસે દોડી જઈ, તેને આશ્વાસન આપવાનું દયાને મન થઈ આવ્યું. પણ બીજો વિચાર આવતાં તે થંભી ગઈ. મોતીચંદ દયાના દેખતાં કદી હિંમત હાર્યો નહોતો—એટલે અત્યારે એની નબળાઈની ઘડીએ એને દિલાસો દેવા જવું એ એને શરમાવવા જેવું થાય. આવો વિચાર આવતાં તે પાછી ઘરમાં ગઈ.

તે વિચારે ચડી: 'ઓ પ્રભુ ! હું કેવી બેદરકાર છું,

—કેવી નબળી છું! એને નરકનો ભય છે, મને નથી; એને માથે શાપ ઊતર્યો છે, મારે નહિ. મને તો કશું યે થયું નથી, અને મારી ખાતર, મારા જેવા એક ક્ષુદ્ર જીવની ખાતર, એ આજે નરકની આગ નજરોનજર જોઈ રહ્યો છે—હાય! એની ગંધ અના નાકમાં જાય છે. એટલે જ એ ત્યાં ખૂણામાં, ધૂળમાં મોં રગદોળતો પડયો છે. હું કેટલી જડ કે હજી યે મને મારી ફરજનું ભાન થતું નથી, કે પછી હું જાણી જોઇને ફરજ બજાવતી નથી? ગમે તેમ, પણ હું હવે મારા આત્માને મારી ફરજની આગમાં હોમું છું, હું હવે સ્વર્ગનાં ઊજળાં સ્વપ્નાંને વિદાય દઉં છું. નથી જોઈતું મારે સ્વર્ગ, નથી જોઈતું વૈકુંઠ, નથી જોઈતો મોક્ષ, નથી જોઈતું સુખ. મારા પતિએ મારી ખાતર આટલું વેઠયું, હું એમની ખાતર કેટલું વેઠી શકું છું એ મારે જોવું છે! એમની ખાતર રૂવે રૂવે બળવાની મારે તાકાત જોઈએ છે.'

દયા હાથની ચપળ હતી. ઝટપટ તેણે કપડાં બદલી લીધાં. મૂઠીમાં કેટલીક પાઇઓ ને અધેલા લઈ લીધા—તે દિવસોમાં ઢગલાબંધ આવા સિક્કા તેમની પાસે હતા; ઘરમાં ગોખલે ગોખલે મૂકી રાખ્યા હતા. બીજું મહાયુદ્ધ શરૂ થયા પછી મોંઘવારી એટલી વધતી ચાલી હતી કે પાઈ અધેલામાં તો અમદાવાદમાં, દાતણની એક સળી સુદ્ધાં મળતી નહોતી. તેમાં યે જાપાને અમેરિકા સામે લડાઈમાં ઝુકાવ્યા પછી તો તાંબાનાણું જ એકદમ અદૃશ્ય થઈ ગયું હતું, અને રૂપિયે આનો દોઢ આનો વટાવ દેતાં યે પરચુરણ મળતું નહોતું. ભારે પરિશ્રમે, અને અનેકગણી કિંમત આપીને મોતીચંદે પાઈ અધેલાના સિક્કા ભેગા કર્યા હતા, અને તેને

જીવની પેઠે જાળવી રાખ્યા હતા. પણ એણે એ રાખ્યા હતા હાથ પર.

એવા થોડાક સિક્કા હાથમાં લઇ દયા ઘરમાંથી બહાર નીકળી. એ રસ્તા પર આવી ત્યારે આકાશમાં એક કાળા વાદળાએ ધસી આવીને ચંદ્રમાને ઢાંકી દીધો. આખું શહેર નિંદરમાં પોઢી ગયું હતું, કઈ તરફ જવું તેનો તે નિર્ણય નહોતો કરી શકી. એટલામાં એક ઝાડ નીચેથી કોઇએ ઉધરસ ખાધી.

જોયું તો ફુટપાયરી પર એક ડોસો ઘરની ભીંતને અઢેલીને ટોકડું વળી બેઠો હતો. એ ગરીબ હતો એમાં તો શંકા નહિ.

દયાએ કહ્યું: 'કાકા, મારું એક કામ કરશો? તમે અજાણ્યા છો, હું અજાણી છું; તમે ઘરડા છો, હું બાઈ માણસ છું. મને પરદેશીને જરા મદદ કરશો?'

ડોસાએ દયાની સામે ધારીને જોયું. તે ચમકી પડયો: 'ઓહ! આ તો પેલી કચ્છી ડાકણ. મને બુઢ્ઢાને યે બીવડાવવા આવી છે કાં? પણ મને તારાં કરતૂકની ખબર છે બધી, હું એમ નહિ છેતરાઉં.'

દયાએ કહ્યું: 'કાકા, હું ડાકણ નથી, ને કંઈ નથી. હું તો તમને એક વાત કહેવા આવી છું.' શી ખબર ડોસાને કેવી રીતે વિશ્વાસ આવી ગયો, તે સાંભળી રહ્યો.

દયાએ એને મોતીચંદની આખી યે વાત માંડીને કહી.

છેવટે કહ્યું: 'હવે, હું એમની સ્ત્રી છું. મારી ખાતર એમણે પોતાના માથા પર આ શાપ વહોર્યો છે. એટલે હું શું કરૂં? હું જો એમની પાસે બાટલી વેચાતી લેવા જાઉં છું તો એ ના જ પાડવાના. પણ જો તમે જાઓ, તો એ રાજી થઈને આપશે. હું અહીં તમારી રાહ જોતી ઊભી છું; લ્યો આ એક અધેલો ને એક પાઈ—અઢી પાઈમાં તમે એ લાવજો, હું તરત તમારી પાસેથી બે પાઈમાં એ રાખી લઈશ. પરમેશ્વર મને એટલું બળ આપે!'

'અને જો તું મને છેતરે તો પરમેશ્વર તને પૂછે.' ડોસાએ કહ્યું.

'જો હું તમને છેતરું તો પરમેશ્વર મને પૂછે!' દયા બોલી ઊઠી. 'હું અહીં જ ઊભી ને ઊભી ફાટી પડું! હું કદી જૂઠું નથી બોલી, કાકા! મારા હાથે એવું પાપ કર્મ નહિ જ થાય. ભગવાન એ નહિ સહન કરે.'

'તો લાવ અઢી પાઈ! તું અહીં જ ઊભી રહેજે!' ડોસાએ કહ્યું.

દયા ત્યાં ફૂટપાયરી પર રાહ જોતી એકલી ઊભી હતી—એનો આત્મા હણાઈ ગયો હતો. ઝાડની ડાળીઓમાં પવન સૂસવતો હતો, તે જાણે નરકના ભડકા ભડભડતા હોય એવું તેને લાગતું હતું. રસ્તાનાં ફાનસોના અજવાળામાં ઝાડોનાં લાંબા લાંબા પડછાયા પડતા હતા તે જાણે સેંકડો પ્રેતો લાંબા હાથ કરી તેને બોલાવતાં હોય તેવું લાગતું હતું. એના પગમાં જો જોર હોત, તો એ ત્યાંથી નાસી જ છૂટી હોત,

અને એનામાં જો લેશ ચૈતન્ય હોત તો એણે મોટી ચીસ પાડી હોત. પણ એ કશું જ કરી શકી નહિ, માત્ર ત્યાં ઊભી ઊભી બીધેલા બાળકની પેઠે ધ્રુજવા લાગી.

એટલામાં તેણે ડોસાને પાછો આવતો જોયો; એના હાથમાં બાટલી હતી.

ડોસાએ આવતાં જ કહ્યું: 'તારા કહેવા પ્રમાણે હું બાટલી લઇ આવ્યો છું. બાટલી મને આપ્યા પછી તારો ધણી નાના છોકરાની પેઠે રોવા લાગ્યો. આજે એને ઊંઘ આવશે.'

આમ કહી એણે બાટલી ધરી.

દયાનું હૃદય જોરથી ધબકતું હતું. તેણે કહ્યું: 'મને આપતા પહેલાં શાપમાંથી પણ કંઈ સુખ લઇ લો—તમારી ઉધરસ મટી જાય એટલું માગી લો.'

ડોસાએ જવાબ દીધો: 'હવે હું ઘરડો થયો—મોતના બારે ઊભો છું. પાપની ભીખ માગીને મારે હવે શું કરવું છે?....પણ આ શું? તું કાંપે છે કેમ? બાટલી કેમ લેતી નથી?'

'લઉં છું!' દયાએ કહ્યું: 'પણ મારામાં જરા હિંમત ઓછી છે. ઘડી થોભો. મારો હાથ ઊંચો થતો નથી, મારું શરીર પાછું ભાગે છે. જરા રહો!'

ડોસાએ દયાની સામે માયાળુ આંખે જોયું. તે બોલ્યો: 'ઓહ! તું કેવી બીએ છે! તારો ભય છૂપો રહેતો નથી.

ઠીક, તો હું રાખી લઉં છું એ. ઘરડો ખખ થયો છું, આ લોકમાં તો હવે સુખી થવાની આશા નથી, અને પર-લોકનું તો—'

દયા વચમાં બોલી ઊઠી—'નહિ, એ લાવો મારી પાસે. લો આ પૈસા. તમે શું મને એવી નીચ ધારો છો? લાવો બાટલી!'

'ભગવાન તારું ભલું કરે, બેટા!' ડોસાએ કહ્યું.

પાલવમાં બાટલી સંતાડી દયા ડોસાથી છૂટી પડી, ને સીધી ઘેર આવી. બારણું ઉઘાડું હતું, પણ તે ઘરમાં પેઠી નહિ. ઓસરીમાં કેટલોક વખત આમતેમ આંટા માર્યા કર્યા; દિશાઓ તેને મન શૂન્ય બની ગઈ હતી. જે ખૂણામાં મોતીચંદ ધૂળમાં મોં ઘાલી પડ્યો હતો તે જ ખૂણામાં તે પણ તેવી જ રીતે ધૂળમાં મોં ઘાલી પડી, ને ડૂસકાં ભરવા લાગી. નરક વિષે જે કંઈ તેણે સાંભળ્યું હતું તે એકે એક તેને યાદ આવવા લાગ્યું. એને ભડકા બળતા દેખાવા લાગ્યા, ને ગંધ આવવા લાગી. એનું શરીર બળીઝળીને કોલસો થઈ જવા લાગ્યું.

પાછલે પહોરે તે કંઈક સ્વસ્થ બની. તેણે ઘરમાં પ્રવેશ કર્યો. જોયું તો હજીયે ડોસાના કહેવા પ્રમાણે, મોતીચંદ નાના બાળકની પેઠે કોકડું વળી ઊંઘતો હતો. દયા ઊભી ઊભી એને ઊંઘતો જોઇ રહી.

પછી તેણે ધીમેથી પતિના પગની રજ માથે ચડાવી કહ્યું: 'તમને પીડામાંથી છૂટચા જોઇ હું ખુશ થાઉં છું.

નિરાંતે ઊંઘ કાઢો. તમારી વતી ઉજાગરા કરનારી હવે હું બેઠી છું. તમે ખુશ રહો, ગાઓ ને હસો!'

પણ બિચારી દયાનું શું? હાય! એના નસીબમાં હવે ઊંઘ નથી, આનંદ નથી, સુખ નથી; એના કંઠમાં ગાણું નથી, એના હાથમાં જોર નથી—નથી આ લોકમાં કે નથી પરલોકમાં.

દયા બારીના સળીઆ પકડી બેઠી—દુઃખનો એવો સખત હુમલો એના પર આવ્યો હતો કે એના આઘાતથી જ એ એકદમ ગાઢ ઊંઘમાં પડી ગઈ.

: ૭ :

મોતીચંદે દયાને જગાડી શુભ સમાચાર આપ્યા ત્યારે દિવસ ઘણો ચડી ગયો હતો. આનંદથી એ એવો પાગલ બની ગયો હતો કે દયાના દુઃખની તેને કંઇ ખબરે પડી નહિ—દયા ગમે તેટલો છુપાવવાનો પ્રયત્ન કરે, પણ એનું દુઃખ ઢાંકયું રહેતું નહોતું. એના મોંમાંથી શબ્દો નીકળતા નહોતા; એકલો મોતીચંદ જ બધું બોલ બોલ કરતો હતો. ખાતી વખતે દયાના મોંમાં એક કોળીઓ પણ પેઠો નહિ, પણ એ જોવાની કોને પડી હતી? મોતીચંદની થાળી સાફ થઈ ગઈ હતી. દયા એની સામે જોઇ રહી હતી, એ બોલતો તે બધું સાંભળી રહી હતી, એને બધું કોઈ વિચિત્ર સ્વપ્ન જેવું લાગતું હતું. પોતાને શાપનો ભોગ બનેલી અને પતિને ખીલખીલ હસતા જોઈ કોઇ કોઈ વાર તે એવી ભુલાવામાં પડી જતી, કે કપાળે હાથ દઇને બેસી રહેતી.

પણ મોતીચંદ ખાઈ પીને લહેર કરતો હતો, હવે દેશમાં પાછા જવાના મનસૂબા ઘડતો હતો, અને અહીં લાવીને પોતાને ઉગારી લેવા બદલ દયાનાં પેટ ભરીને વખાણ કરતો હતો!

મોતીચંદ કહેતો: 'ડોસો કેવો ભલો હતો! પણ દેખાવ પરથી કોઈ પરખાતું નથી નહિ તો એ મોતને આરે ઊભેલા બુઢ્ઢાજીને બાટલીની શી જરૂર હતી?'

દયાએ દીન ભાવે કહ્યું: 'એમાં પણ એનો કોઈ સારો હેતુ હોય!'

ગુસ્સે ભરાયો હોય તેમ મોતીચંદ હસી પડયો: "હા! હા! હા! બુઢ્ઢો બુઢ્ઢો પણ કંઈ કંઈ કરતૂક કરતો હશે, તું એ ન જાણે! અમદાવાદી એટલે તું શું સમજે છે? જમરાજની યે ચોટલી મંતરે એવો! પણ ડોસાજી ખરેખરા સપડાઇ ગયા છે. અઢી પાઇમાં બાટલી વેચાતી નહોતી, તો હવે શું એ બે પાઈમાં વેચી શકવાનો છે? બિલકુલ અશકય! ભાઈસાહેબ લોભ કરવા ગયા પણ નરકનો શાપ માથે પડયો. હાય....કેવી ગંધ—છિ!' બોલતાં બોલતાં એને કંપારી છૂટી.

થોડીવાર રહી તે બોલ્યો: 'પૈસાથી ઓછે વેચી શકાશે નહિ એવી મને ખબર હતી, છતાં યે મેં એ બાટલી રાખી હતી. પણ એ મારી મૂર્ખાઈ હતી. એવો બીજો મૂરખો કોઈ નીકળવાનો નથી, ને હવે જેની પાસે બાટલી હશે તે રૌ રૌ નરકના કુંડમાં ઝીંકાશે.'

દયા ચીસ પાડી ઊઠી: “ઓ મારા પતિ ! આ તમે શું બોલો છો ? બીજાને નરકની આગમાં નાખીને પોતે બચી જવું એ પણ શું ભયંકર નથી ? તમારી જગાએ હું હોઇં તો મારાથી હસાય નહિ, હું તણખલા કરતાં યે નમ્ર બની જાઉં, અભિમાન તો લગીરે કરી શકું નહિ, ને મને છોડવનારનું કલ્યાણ થાઓ એવી જ દિનરાત પ્રાર્થના કર્યા કરું.’

દયાના શબ્દોનું સત્ય સમજાવાથી મોતીચંદ વધારે ગુસ્સે થયો. તે બોલી ઊઠ્યો: ‘ભગતડી ! તારે ન હસવું હોય તો ન હસ, હું ક્યાં કહું છું ! પણ પતિવ્રતા પત્નીએ પતિનું માનવું જોઈએ. મેં કેવું દુઃખ ભોગવ્યું છે એની જો તને ખબર હોત તો તું આજે આમ ન બોલત.’

‘એટલે જ એમ બોલું છું.’ ધીમેથી દયાએ કહ્યું:

મોતીચંદ બહાર ચાલ્યો ગયો. ઘરમાં દયા એકલી રહી.

અધેલામાં બાટલી વેચી શકાય એવો હવે કોઇ સંભવ હતો ખરો ? નથી. દયાને ખાતરી હતી. અને જો કંઈ હોય તો, એનો પતિ હવે દેશમાં જવાની ઉતાવળ કરતો હતો, અને દેશમાં પાઇ અધેલાનું ચલણ નહોતું, તેથી તે રહેતો નહોતો. વળી અહીં—હજી એક દિવસ તો થયો નથી ત્યાં તેનો પતિ તેને કંઈ કંઈ સંભળાવી ગયો.

જે થોડા ઘણો સમય હજી રહ્યો છે એટલામાં કોઈ ઘરાક શોધી કાઢવાનું યે તેને મન થયું નહિ, તે માત્ર ઘરમાં બેસી રહી; ઘડીકમાં બાટલી બહાર કાઢીને એની

સામું જોઈ રહેતી ને ભયથી ફફડતી, તો ઘડીમાં તિરસ્કાર પૂર્વક એ જોવી ન પડે તેમ સંતાડી દેતી.

થોડી વારમાં મોતીચંદ પાછો આવ્યો, દયાને શાહીબાગ તેડી જવા માટે તે ગાડી કરીને આવ્યો હતો.

પણ દયાએ ફરવા જવાની ના કહી. તેણે કહ્યું: 'મારૂં શરીર સારૂં નથી. મને આજે ફરવાનો ઉત્સાહ નથી.'

મોતીચંદને આ વખતે ખૂબ જ ગુસ્સો ચડી ગયો— દયાની ઉપર. કારણ કે તેણે ધાર્યું કે દયા આખો વખત પેલા અક્કરમી બુઢ્ઢાની જ ચિંતા કર્યા કરે છે; અને પોતાના પર. કારણ કે તેણે ધાર્યું કે દયા ખરું કહે છે, હરખ પદુડાં કરવાનો આ વખત નથી; જરા શરમાવું જોઇએ.

ગુસ્સાના આવેશમાં એ બોલી ઊઠ્યો: 'જોઈ મોટી સતવાદણ ! આટલે વખતે હું શાપમાંથી છૂટ્યો છું એનો તને લગીરે આનંદ નથી થતો ? તારી ખાતર તો મેં એ શાપ માથે લીધેલો ! તું કૃતઘ્ન છે !'

ગુસ્સામાં ને ગુસ્સામાં એ ઘરમાંથી જતો રહ્યો; થોડો વખત એ શહેરમાં રખડ્યો. પછી એક સિનેમા-ઘર આગળ આવીને ઊભો.

ત્યાં તેને એક ઓળખીતો આદમી મળી ગયો. એ મિલમાં મજૂરી કરતો હતો, બૈરીછોકરાં સાથે ગામડામાંથી આવીને અહીં વસ્યો હતો, ને એક ચાલીની કોટડીમાં રહ્યો હતો. શરૂઆતમાં તો એને ગામડાનું એનું ઝૂંપડું ખૂબ

યાદ આવતું—ખુલ્લી હવા, ખુલ્લી જમીન, અને સંતોષની જીંદગીને યાદ કરી એ કોઈ વાર રડી પણ પડતો. પણ પછી અહીંનો વસવાટ એને પચી ગયો, અહીંના મચ્છરો, સાંચાઓનો ભીષણ અવાજ, ચારે કોર ઘોંઘાટ ને ધમાધમ, બધું એને સ્વાભાવિક બની ગયું. સાથે સાથે થાક્યા પાક્યાનો વિશ્રામ શરાબ પણ એને મળી ગયો. હવે શું બાકી રહ્યું ? આજે મિલમાં રજા હતી, તેથી એ લહેર માણવા નીકળી પડયો હતો.

મોતીચંદને સિનેમા–ઘરની સામે એકલો ઊભેલો જોઈ એ એની પાસે પહોંચી ગયો. મોતીચંદને કોઈ સોબત જોઈતી હતી, એટલે એ ખુશ થયો. બંને જણે તે આખો દિવસ હોટલો ને નાટકસિનેમાઓની મુલાકાતો લેવામાં કાઢયો. આમ છતાં મોતીચંદનું અંતઃકરણ એને ડંખતું હતું, કારણ કે એને ઘડીએ ઘડીએ એમ થતું કે હું અહીં મોજ ઉડાવું છું ને મારી પત્ની ઘેર એકલી બેઠી બેઠી પેલા ડોસાના દુઃખ પર આંસુ ખેરવે છે. મોતીચંદને દિલમાં ઊંડે ઊંડે ખાતરી હતી કે દયાનું જ વલણ સાચું છે. આથી જ તે વધારે ઝનૂની બન્યો હતો.

છેવટે પૈસા ખૂટયા.

સોબતીએ કહ્યું: 'બસ કે ? હું તો સમજ્યો, તમે ચારે ખિસ્સાં ભરીને નીકળ્યા છો. પણ આ તો ખાલીખમ ! મેં તો સાંભળેલું કે તમારી પાસે કોઈ જાદુઈ બાટલી કે એવું કંઇ છે. તમને પૈસાની શી ખોટ ?'

'ખોટ તો નથી.'

કહી મોતીચંદ એને લઇને ઘર તરફ નીકળ્યો. તે વખતે રાત પડી ગઈ હતી. રસ્તા પર એક ખૂણે એને ઊભા રહેવાનું કહી મોતીચંદ ઘરમાં ગયો અંદર દીવો બળતો હતો, પણ કંઈ અવાજ સંભળાતો નહોતો. બારણું ધીરેથી ઉઘાડી મોતીચંદે ઓરડામાં ડોકિયું કર્યું.

દીવાને અજવાળે દયા જમીન પર બેઠી હતી, અને એની સામે એક બાટલી હતી ! ગાગર–પેટવાળી ને લાંબી ડોકવાળી ! બાટલી સામે જોઈ જોઈ ને દયા દુઃખથી માથાના વાળ પીંખતી હતી !

બહુ વાર સુધી મોતીચંદે ઊભા ઊભા આ જોયા કર્યું. પહેલાં તો એ એકદમ મૂઢ બની ગયો; પછી એને ધ્રાસકો પડ્યો કે સોદો કરવામાં કંઇક ભૂલ થઇ લાગે છે જેથી બાટલી પાછી મારે ત્યાં આવી પહોંચી છે.—મુંબઇમાં થયેલું એમ. આ વિચાર આવતાં એના સાંધા ખખડવા લાગ્યા. આખો દિવસ શહેરમાં ફરીને કરેલી મોજમજા, સવાર થતાં નદી પરનું ધુમ્મસ ઊડી જાય તેમ ઊડી ગઈ.

પછી તેને એક બીજો વિચાર આવ્યો. એને એ એવો વિચિત્ર લાગ્યો કે એના ગાલ પર વેદના ફૂટી નીકળી.

'મારે એની ખાતરી કરવી જોઇશે.' તે મનમાં બોલ્યો.

ધીરેથી બારણું બંધ કરી તે પાછો બહાર આવ્યો, અને પછી જોરથી બારણું ઉઘાડી, જાણે હમણાં જ બહારથી આવતો હોય તેવી રીતે ધબધબ કરતો તે અંદર દાખલ થયો.

પણ વાહ ! આ વખતે બાટલી અદૃશ્ય થઈ ગઈ હતી. દયા ખુરશીમાં બેઠી હતી; તે ઊંઘમાંથી જાગી હોય તેમ ચમકી પડી.

મોતીચંદે કહ્યું: 'આજે આખો દિવસ મેં ખૂબ મોજ કરી. એક સરસ ગોઠિયો મળી ગયો છે. પૈસા ખૂટયા એટલે આવ્યો છું—લઇને પાછો તરત ઊપડી જવાનો છું.'

એના ચહેરા પર ને અવાજમાં જાણે મોતની સજા ફરમાવતો હોય એવી સણતાઇ હતી, પણ દયાને એ જોવાની ફુરસદ નહોતી. એણે ધ્રૂજતે સ્વરે જવાબ દીધો: 'ભલે, આનંદ કરો.'

'કરીશું, નહિ કેમ કરીએ ?' આમ કહી મોતીચંદ સીધો પૈસા રાખવાની પેટી તરફ ગયો. ઉઘાડીને પૈસા લીધા, પણ લેતાં લેતાં એની નજર ખૂણામાં પડી—એ જ ખૂણામાં તેઓ પેલી બાટલી રાખતાં,—અને, અત્યારે પણ એ ત્યાં જ હતી !

સાગર–લોઢની પેઠે, મોટા ધબાકા સાથે ઘોડાપરથી પેટી નીચે પડી; ધુમાડાના ગોટાની પેઠે આખું ઘર મોતીચંદને ચકરચકર ફરતું હોય તેમ લાગ્યું. કારણ કે હવે તેની ખાતરી થઇ ગઇ હતી કે દયાનું જ આ કામ છે, એણે જ બાટલી વેચાતી રાખી છે, રૌ રૌ નરકમાં પડ્યા વગર હવે એનો છૂટકો નથી.

કંઈક ભાનમાં આવતાં તે ઊઠીને ઊભો થયો. પણ એના મોં પરથી વરસાદની પેઠે પરસેવો નીતરતો હતો.

દયાની સામે જોઈ એણે કહ્યું: 'મારી ભૂલ થઈ,

આજે સવારે જે મનમાં આવ્યું તે મેં તને સંભળાવ્યું છે. અત્યારે તો હું મારા દોસ્ત સાથે જાઉં છું. જવાની તું રજા આપે તો મને આનંદ થશે.' બોલતાં બોલતાં એ જરા ધીરેથી હસ્યો.

દયા એકદમ મોતીચંદના પગમાં તૂટી પડી. આંસુના ધોધમાં એણે એના પગ પખાળ્યા.

તે ચીસ પાડી ઊઠી: 'ઓહ ! મારે તમારી પાસેથી બીજું કંઈ જોઈતું નથી. કોક દહાડો બે મીઠાં વેણ કહો એટલે બસ !'

મોતીચંદે કહ્યું: 'આપણે એકબીજાને અન્યાય ન કરી બેસીએ એટલે બસ !'

આમ કહી એ ઘરમાંથી બહાર નીકળી ગયો.

: ૮ :

હવે, મોતીચંદ મૂઠો ભરીને પૈસા લઈ ગયો તેમાં અધેલા ને પાઈઓ પણ એ લઈ ગયો હતો. મોજમજા તરફ હવે એનું ચિત્ત રહ્યું જ નહોતું એ કહેવાની જરૂર નથી. આ એક જ વિચાર હવે એના મગજનો કબજો લઈને બેઠો હતો કે મારી સ્ત્રીએ મારી ખાતર નરકની યાતનાઓ રાજીખુશીથી માથે કરી લીધી, તો હું પણ હવે એની ખાતર એ યાતનાઓ માગી લઉં.

રસ્તા પર એક ખૂણામાં પેલો મજૂર મિત્ર મોતીચંદની રાહ જોતો ઊભો હતો.

મોતીચંદે કહ્યું: ' બાટલી મારી બૈરીની પાસે છે. એ હાથ કરવામાં જો તું મને મદદ કરે તો જ પૈસા મળે એવું છે, ને તો જ—ચાલશે આજે પીધા વગર ? '

મીલમજૂર એની સામે તાકી રહ્યો: ' પાછી મશ્કરી સૂઝી ? '

મોતીચંદે કહ્યું: ' માથા પર દીવો છે. જો, હું મશ્કરી કરતો હોઉં એવું મારા મોં પરથી લાગે છે ? '

ના, એમ તો તમારું મોં ભૂતના જેવું બેંકાર લાગે છે.'

મોતીચંદે કહ્યું: ' તો લે આ અધેલો. એ લઇને મારી બૈરીની પાસે જા, ને બાટલી વેચાતી માગ. હું નથી ધારતો કે તને આપતાં વાર લગાડે—તરત જ આપી દેશે. બાટલી લઇને તું અહીં આવજે, એટલે તારી પાસેથી હું એ પાઇમાં રાખી લઇશ. મારી ખાતર તારે એટલી અડધી પાઇની ખોટ ખાવી પડશે, પણ ખાધા વગર છૂટકો નથી. કારણ કે બાટલી ખોટ ખાઇને જ વેચી શકાય એવો એનો નિયમ છે. પણ ખબરદાર, મેં તને મોકલ્યો છે એવું એને કહેતો નહિ, ઇશારે યે નહિ.'

'સાચું કહું ? મને તું બનાવતો હોય એવું લાગે છે.' મીલમજૂરે કહ્યું.

તો પણ તને નુકસાન થાય એવું હું કદી નહિ કરું. મોતીચંદે વચન આપ્યું.

' એ ખરું.'

'છતાં યે તને જો બાટલીની વાત માન્યામાં ન આવતી હોય તો તું જાતે જ તની પરીક્ષા કરી જોજે. ઘરમાંથી બાટલી લઇને નીકળે કે તરત તારું ખિસ્સું પૈસાથી ભરાઇ જાય, અથવા તો તને ફક્કડ દારૂનો બાટલો મળે અથવા તો બીજું જે તને ગમે તે તું બાટલી પાસે માગજે, અને તરત તને એનો ગુણ દેખાશે.'

'એ સરસ કહ્યું: તરત એની પરીક્ષા! પણ જો તેં મને બનાવ્યો છે તો હું તને ઊભો દોડાવ્યા વિના છોડવાનો નથી એ યાદ રાખજે.'

મીલમજૂર, પછી, બાટલી લેવા ગયો, અને મોતીચંદ તેની રાહ જોતો ઊભો. આગલી રાતે દયા જ્યાં રાહ જોતી ઊભી ત્યાં જ આજે તે પણ ઊભો હતો. પણ દયાના કરતાં મોતીચંદનું નિશ્ચય બળ વધારે હતું, એનું મન જરાયે હા ના કરતું નહોતું. માત્ર. એના હૃદયમાં નિરાશા છવાઇ ગઇ હતી.

બહુ રાહ જોવી પડી હોય એવું એને લાગ્યું. છેવટે તેણે અંધારામાંથી ગાયનનો અવાજ સાંભળ્યો. મીલમજૂરનો જ એ અવાજ હતો. પણ એટલી વારમાં એ આટલો બધો છાકટો બની ગયો એ નવાઈ જેવું હતું!

થોડીવારમાં મજૂર પોતે લથડિયાં ખાતો એની પાસે આવી ઊભો. ભૂતવાળી બાટલી એના ગજવામાં હતી. બીજી બાટલી એના હાથમાં હતી. મોતીચંદની છેક નજીક આવ્યો તો યે એણે એ બાટલી ઊંચી કરી, મોઢે માંડી ગટગટાવવા માંડી.

મોતીચંદે કહ્યું: 'ઓહ ! તું લાવ્યો ખરો !'

મીલમજૂર પાછો ભાગ્યો, તેણે બૂમ પાડી: 'દૂર હટ ! જો મારી પાસે આવ્યો છે તો આ....જોઇ છે ? માથું જ ફોડી નાખીશ. તારા મનથી, હું સાવ મૂરખો છું, કાં ?'

'કોણે તને મૂરખો કહ્યો, મેં ?' મોતીચંદે નવાઈ પામી પૂછયું.

'તેં જ તો! મને ફોસલાવીને કામ કઢાવી લેવું હતું તારે ! આહા ! શું સુંદર બાટલી છે આ ! અધેલામાં મને એ મળી કેવી રીતે એ જ સમજાતું નથી. પણ તને તો હવે પાઈમાં હું એ નથી જ આપવાનો, એટલી ખાતરી રાખજે.'

'તો શું તારે એ વેચવી નથી ?' મોતીચંદ આભો બની ગયો.

'ના, ના, ના !' મીલમજૂરે બૂમ પાડી. 'પણ તુ પીએ તો તને ઘુંટડો આપવા તૈયાર છું.'

મોતીચંદે કહ્યું: 'એ બાટલી જેની પાસે હોય તે રો રો નરકમાં જાય છે એ ખબર છે?'

'હવે ગયા નરકમાં ! આમે જવાના જ છીએ તો ! અને આવી બાટલી લઇને જવાનું હોય તો ખોટું યે શું છે ?' વળી તેણે બૂમ પાડીને કહ્યું: 'ના' મારા સાહેબ ! એમ ફોસલાવીને કામ નહિ કઢાવી શકાય, સમજ્યા ? આ આ બાટલી હવે મારી છે, કોની માએ શેર સૂંઠ ખાધી છે

કે મારી પાસેથી ખૂંચવી લે ? માટે સમજીને, સીધા ઘર ભેગા થઇ જવામાં જ મજા છે !'

મોતીચંદ બોલી ઉઠયો: 'તું આ શું બોલે છે ? તારા ભલા માટે ફરીને કહું છું કે એ બાટલી મને આપી દે, લે આ પાઇ !'

'જા જા હવે ! તારા બોલવા પર મને વિશ્વાસ નથી.' મીલમજૂરે કહ્યું: 'તારા મનથી, હું મૂરખો છું; મને ફોસલાવી લેવાશે પણ હવે જાણી લે કે મને કોઇ ફોસલાવી શકે તેમ નથી. બસ, પત્યું. તારે ન પીવો હોય તો હું જ પી જઇશ. જો.... સાહેબજી સલામ !'

આમ કહી, પીતો, લથડિયાં ખાતો એ ચાલ્યો ગયો. અને તેની સાથે બાટલીની વાત પણ પૂરી થાય છે.

પવનના જેવો હલકો બનીને મોતીચંદ ઘેર દોડી ગયો. પતિપત્ની બંનેનાં અંતરે આજે પહેલી જ વાર સુખ શાંતિનો અનુભવ કર્યો.

ખાધું, પીધું ને રાજ કર્યું.

# માદળિયું

**અ**મદાવાદની મિલની એક ચાલીમાં, એક રાત્રે રામજી, તેની સ્ત્રી અને તેનો દીકરો ખીમો ત્રણે સઘડી આગળ તાપતાં, વાતો કરતાં બેઠાં હતાં. ખીમાની ઉંમર ૧૮ વર્ષની હતી, ને તે ચાર વર્ષથી 'રાષ્ટ્રોદય' મિલમાં રાતપાળીએ જતો હતો. રામજી ને તેની સ્ત્રી પણ તે જ મિલમાં નોકરી કરતાં હતાં. આમ આખું કુટુંબ કમાતું હતું. એટલે કમાણી સારી હતી; ને સૌ સુખમાં રહેતાં હતાં.

રાત હમણાં પડી હતી. હજી રાતપાળીએ જવાની ખીમાને થોડી વાર હતી. એટલામાં કોયા કાકાએ પ્રવેશ કર્યો.

'ઓહો! તમે ક્યાંથી? ક્યારે આવ્યા?' કહી રામજીએ કાકાને આવકાર આપ્યો.

કાકાએ કહ્યું: 'બપોરે આવ્યો. ઘણાં વરસ થઇ ગયાં એટલે મને થયું કે જરા જોઇ તો આવું. અમારા વખતમાં તો આટલી શાળો નહિ હોં કે રામજી, આજે તો અધધધ કામ વધી ગયું છે કાંઈ! શેઠિયાનું નસીબ જોર કરે છે!'

ખીમો વચમાં બોલ્યો: ‘એમાં નસીબ ક્યાંથી આવ્યું ? એની પાસે ધન છે, એ ધનમાંથી એ ધન કમાય છે. પૂણીમાંથી સુતર નીકળે એના જેવી આ વાત છે.’

રામજી કહે: ‘આજકાલનાં છોકરાં હવે નસીબની વાતને હસી કાઢે છે, બાકી નસીબ તો ખરું, નહિ તો દરિયામાં વહાણ ચાલે કેવી રીતે ? તમે દરિયામાં ચાલો જોઈએ, શું થાય છે ?’

કોયા કાકાએ કહ્યું: ‘માનો ન માનો એ ભલે, પણ આપણા ગણેશપરામાં ઓણુસાલ એક સાહેબ આવેલો તેણે આખી દુનિયાં જોઈ નાખીં’તી, પણ મને કહે: ‘નસીબ વના બધું ખોટું. નસીબમાં ન હોય તો ગમે તેટલું કરીએ તોયે ના મળે.’ એને કોઈ મહાત્માએ માદળિયું આપેલું —એવું ચમત્કારિક કે મનમાં જે ઈચ્છા કરો તે પાર પડે. ગમે તે માગોને, પણ તમારા નસીબમાં હોય તો મળે, નહિ તો કંઈ ઊંધું ચતું જ થઈ જાય.’

‘એવું તે કદી બનતું હશે ?’ ખીમાએ કહ્યું.

‘ન કેમ બને ? જો આ—’ એમ કહી તેણે ગજવામાંથી એક માદળિયું કાઢ્યું. સૌ કુતૂહલથી જોઈ રહ્યા. કોયા કાકાએ કહ્યું: ‘આ જ એ માદળિયું. સાહેબે છેવટે થાકીને એ મને આપી દીધું.’

‘એમ ને એમ જ ? કશો ઉપયોગ કર્યા વગર ?’

કોયા કાકાએ કહ્યું: ‘માદળીયું એક માણસને માત્ર ત્રણ વરદાન આપે છે. સાહેબે પહેલાં બે વરદાન શાં માગ્યાં તેની મને ખબર નથી, પણ ત્રીજું મોત માગેલું.

હવે હું એને વેચી કાઢવા ચાહું છું. પણ એક તો લોકો મારી વાત માનતા નથી, ને માને તો પહેલાં વરદાન મેળવી, પછી મને પૈસા આપવાનું કહે છે જે મને પરવડતું નથી.'

'કેમ?'

'શાથી જે—હું શું કરવા એટલી રાહ જોઉં? કોઇ ઘરાક નહિ મળે તો હું તો પગ નીચે છુંદી નાખીશ—પત્યું. માદળિયાનું એકવાર અપમાન થાય, પછી એ નકામું બની જાય છે.'

'તો લાવો, મને આપો. કહો, કેટલામાં આપવું છે?'

'બસો રૂપિયા.' કોયા કાકાએ કહ્યું.

'લીધું.'

રામજીની સ્રીને કોઇ અગમ્ય ભય લાગ્યો હતો. તેણે બૂમ પાડી: 'ના, ના, નથી લેવું. એ પીડામાં પડવાની શી જરૂર છે આપણે? કોઈ લેતું નથી ને?'

રામજીએ હસીને કહ્યું: 'કોઈ લેતું હોત તો એ આપણા હાથમાં આવત કેવી રીતે? એક ધોતી જોટો લેવા જતાં કેવું હજાર માણસની લાઈનમાં ઊભું રહેવું પડે છે એ ભૂલી ગઈ? ઘણા લેનારા હોય ત્યાં એવી દશા. અને આમાં છે શું? જરાક ગમ્મત છે! એ રીતે આપણું નસીબ તો આપણને જોવા મળશે ને?'

તોયે રામજીની સ્રીનું મન માન્યું નહિ. તે બોલી:

'સાહેબ જેવા સાહેબે પણ છેવટે મોત માગીને એ વેચી દીધું; હં....કોયા કાકા, એ ગોરો સાહેબ હતોને? લ્યો, ગોરાનીય ગાર થઈ ગઈ....'

રામજીએ હસીને કહ્યું: 'એ વાતમાં કંઇ માલ નથી. ગોરાએ મોત માગ્યું પણ ખરેખર ગોરો મૂઓ કે નહિ....'

કોયા કાકા વચમાં બોલી ઊઠ્યા: 'ચાર દિવસ પછી એને વાઘે ફાડી ખાધો. એણે જાતે જ મોત માગ્યું હતું!'

સૌ ઘડીભર થથરી ગયાં.

પણ રામજીએ માદળિયું રાખ્યું જ.

બસો રૂપિયા લઈને કોયા કાકા વિદાય થઇ ગયા. જતાં જતાં કહેતા ગયા: માદળિયાની પાસે મેં છેલ્લું વરદાન આ માગેલું કે મારી પાસેથી તે જલદીથી વેચાઈ જાય, અને ખરેખર, એ આજે વેચાઈ ગયું. હું છૂટયો!'

કાકાના ગયા પછી ખીમાએ રામજીને કહ્યું: 'એવું માગો બાપા કે જનમારાની વેઠ જાય. ઉદેપુર, જોધપુરની ઠકરાત જ માંગી લોને.'

રામજી માદળિયું હાથમાં લઈ ફેરવી ફેરવીને જોતો હતો; બજારમાં મળતું હતું તેવું જ સાદું આ માદળિયું હતું. ઘડીભર એને શંકા થઈ કે કોયા કાકા બનાવી તો નહિ ગયા હોય? તો લાવને, જરા પરીક્ષા કરી જોઉં. પણ શું માગવું તેની તેને સમજ પડી નહિ.

તેની સ્ત્રીએ કહ્યું: 'બસો રૂપિયા ઘરમાંથી ગયા એટલું હું તો સમજું.'

આ સાંભળી રામજી ચમક્યો—શું માગવું તે એકદમ તેને સૂઝી ગયું. તે ખુશ થઈને બોલ્યો: 'તો એ બસો રૂપિયા જ પહેલા માગી લઈએ. એ મળે તો જાણવું કે વાત સાચી. પછી આગળ ઉદેપુર જોધપુર શું કરવા, દલ્હીની ગાદી જ માગી લેશું.'

'તમને વળી આ ક્યાં લોભ લાગ્યો ? દલ્હીની ગાદી લેવા તમારે હવે ગણેશપરું મેલી દલ્હી જવું છે ? તે જજો તમે, હું તો મારે ઘરઆંગણું મેલી ક્યાંયે નથી જવાની. હું તો આ અમદાવાદ છૂટે કે ચાર દુઝણાં લઈને ઘેર બેસી જવાની છું....ઠીક છે, પણ માગો, માગો, હું જોઉં તો ખરી.'

રામજીએ માદળિયું જમણા હાથની હથેળીમાં મૂકી ખીમા સ્પષ્ટ શબ્દોમાં કહ્યું: 'ઓ માદળિયા ! મને બસો રૂપિયા આપ !'

શબ્દો બોલતાં જ રામજીએ એક ચીસ નાખી. માદળિયું હાથમાંથી એના ખોળામાં પડી ગયું. તે બોલ્યો: 'હું બોલ્યો કે તરત મારા હાથમાં સાપની પેઠે કંઈ સળવળ્યું !'

ખોળામાંથી માદળિયું ઉપાડી ખીમાએ બાપને કહ્યું: 'ક્યાં ? કશું નથી ! તમને ભ્રમ થયો હશે. પણ રૂપિયા ક્યાં છે ? જુઓ તો ખરા, આટલામાં ક્યાંક બસો રૂપિયાની કોથળી દેખાય છે ?'

રામજીએ કહ્યું: 'ગમે તે કહો, પણ એ હાથમાં સળવળ્યું એટલી વાત નક્કી !'

રાતપાળીએ જવાનો વખત થયો હતો. કપડાં પહેરતાં પહેરતાં ખીમાએ કહ્યું: 'સવારે ઊઠશો ત્યારે તમારા ઓશીકા હેઠળથી બસો રૂપિયાની થપ્પી નીકળશે, બાપા!' આમ કહી એ બહાર નીકળી ગયો.

રામજી સઘડીના ઠરતા અંગારા ભણી જોઇ રહ્યો. અંગારાની જગાએ એને કોઈની લાલ લાલ આંખો દેખાવા લાગી. પછી આખો ચહેરો દેખાયો. એવો ભયંકર કે એ મૂઢ બની જોઇ રહ્યો. એ ચહેરાએ મક્કમતાથી હોઠ દાબ્યા હતા, ને એક ખૂણે લુચ્ચાઇ ભરેલું હાસ્ય દબાવ્યું હતું. રામજી એ જોઈ એવો તો થથરી ગયો કે એના આખા શરીરે ધ્રૂજારી ઊઠી.

: ૨ :

સવારે રામજી ને તેની સ્ત્રી વહેલાં વહેલાં ઊઠયાં. ૭ વાગે તો તેમને નોકરી પર મિલમાં પહોંચી જવાનું હતું.

રામજીની સ્ત્રીએ રાતની વાત કાઢી કહ્યું: 'કેમ મળ્યું કશું? હું નહોતી કહેતી, લોભ ના કરો; એમ માગ્યે કાંઇ રાજ મળતાં હશે?'

રામજીએ કહ્યું: 'કોયા કાકા કહેતા'તા કે મળે છે તે એવી રીતે મળે છે જાણે કુદરતી રીતે મળ્યું!'

સ્ત્રીએ કહ્યું: 'મળ્યું કપાળ એમનું! બસો રૂપિયા ભૂંટવી ગયો! હું જાણું તો!'

થોડી વાર રહીને તેણે બારણું ઉઘાડ્યું. બહાર કોઈ માણસ ઊભેલો હોય એવું એને લાગ્યું. એની સામે એ જોઈ રહી. માણસ ઊંડા વિચારમાં ઊભેલો હતો, ને, ઘડીએ ઘડીએ બારણા સામું જોતો હતો. એક વખત તે બે ડગલાં બારણા તરફ આગળ વધ્યો પણ ખરો, પણ પછી ખચકાઈને પાછો ગયો. રામજીની સ્ત્રીને નવાઇ લાગી. તેણે હિંમત ભેગી કરીને ધીરેથી પૂછ્યું: 'કોણ એ?'

માણસે તેની સામે જોયું. તે ધીરેથી પાસે આવ્યો. કોડિયાના દીવાનું અજવાળું આ વખતે તેના મોં પર પડ્યું. તે ઓળખી ગઇ: 'ઓહો! આ તો જેરામભાઈ!'

જેરામ પણ રામજીની સાથે રાષ્ટ્રોદય મિલમાં કામ કરતો હતો.

રામજી, આ સાંભળીને, ઊભો થઈ ગયો. પતિપત્નીએ જેરામને અંદર લીધો. પણ જેરામનું મોં આમ ઉદાસ કેમ હતું? પતિપત્નીને લાગ્યું કે તે કંઈક કહેવા માગે છે, પણ કહી શકતો નથી.

બહુ પ્રયત્ને જેરામે ધીમેથી કહ્યું: 'હું મિલમાંથી આવું છું.'

હવે પતિપત્નીને યાદ આવ્યું કે ખીમાનો મિલમાંથી પાછા ફરવાનો વખત થઈ ગયો હતો, છતાં હજી તે આવ્યો નહોતો. બંનેએ એક સાથે પૂછી નાખ્યું: 'મિલમાંથી? મિલમાંથી? તો અહીં કેમ? ખીમો કેમ આજે પાછળ રહ્યો?'

જેરામે કહ્યું: 'કુદરત આગળ માણસનું કાંઈ ચાલતું નથી.'

એના શબ્દોમાં કંઇક એવું હતું, જેથી પતિપત્ની ભય પામી ગયાં. તેમણે પૂછ્યું: 'હેં? શું થયું છે? કંઈ—'

જેરામે માથું હલાવી જણાવ્યું કે તમે જે ધારો છો તે થયું છે!

'અકસ્માત થયો છે?' બોલતાં બોલતાં ખીમાની માનો અવાજ ફાટી ગયો.

ફરી જેરામે માથું હલાવ્યું.

'બહુ વાગ્યું છે?'

'હા, પણ તરત દુઃખ પાર થઇ ગયું!' જેરામે શાંતિથી કહ્યું.

'એટલી ભગવાનની દયા! ભગવાનની દયા એટલી. —' બોલતાં બોલતાં બંનેને જેરામના શબ્દોના ભયંકર અર્થનું એકાએક ભાન થયું. તેમનો શ્વાસ અટકી ગયો. બહુ વાર સુધી કોઈ કંઇ બોલ્યું નહિ.

છેવટે જેરામે ધીમેથી કહ્યું: 'એ પાટામાં આવી ગયો. આમ જોવા ગયો ત્યાં આમ, હાથ અંદર આવી જતાં ઊભો ખેંચાઈ ગયો!'

રામજી મૂઢ બની રસ્તા ભણી જોઈ રહ્યો હતો. તેના મોંમાંથી કેટલીવારે શબ્દો નીકળ્યા: 'એકનો એક દીકરો હતો!'

જેરામનામાં હવે જરા હિંમત આવી હતી. તેણે

કોઈના પણ સામું જોયા વગર કહ્યું: ' મેનેજરે મને કહેવા મોકલ્યો છે કે કંપની આ અકસ્માત માટે ખરેખર બહુ દીલગીર છે. હું તો ચિઠ્ઠીનો ચાકર રહ્યો, હુકમ માન્યા વગર મારો કાંઈ છૂટકો ? '

બંને પતિપત્નીનાં મોં કોડિયાના દીવાના અજવાળામાં ફિક્કાંફસ દેખાતાં હતાં.

જેરામે પોતાની ફરજ બજાવતાં આગળ કહ્યું: ' મેનેજરે કહાવ્યું છે કે રાષ્ટ્રોદય મિલ આ અકસ્માત માટે બિલકુલ જોખમદાર નથી; તેથી કંઈ પણ નુકસાની આપવા મિલ બંધાયેલી નથી, છતાં ખીમાની નોકરીને ધ્યાનમાં લઈ, તેમણે તમને આ રૂપિયા નુકસાનીના મોકલ્યા છે. '

બંને પતિપત્નીનું ધ્યાન આ શબ્દોથી ખેંચાયું. મૂઢ બની તેઓ જોઈ રહ્યાં. ગજવામાંથી નોટોનો થોકડો કાઢી તેમની આગળ મૂકતાં જેરામે કહ્યું: ' બસો રૂપિયા છે.'

' બસો રૂપિયા ? ' બંનેનાં મોં ફાટી ગયાં ! ખીમાની મા એકદમ કાળી ચીસ પાડી ઊઠી; રામજીએ આંધળાની પેઠે આધાર શોધવા હાથ લાંબા કર્યા, ને એકદમ બેહોશ બની, પછડાઈને એ ભોંય પર પડ્યો.

: ૩ :

રામજી અને તેની પત્ની ભાનમાં આવ્યાં ત્યારે દિવસ આથમી ગયો હતો, ને અંધારું થવા માંડ્યું હતું. પત્નીએ પહેલા જ આ શબ્દો ઉચ્ચાર્યા: 'માદળિયું !'

'જહન્નમમાં જાય એ માદળિયું !' રામજી બોલી ઊઠયો.

'ક્યાં મૂકયું તમે ? ક્યાં છે એ ? લાવો !' સ્ત્રીએ કહ્યું.

'શું કામ છે એનું ?'

'કામ છે.' એનો સ્વર દૃઢ હતો.

'મારે કશું કામ નથી.'

'છે, હજી બે વરદાન બાકી છે.'

'વરદાન નહિ, શાપ ! હવે હું એનું નામ દેવાનો નથી. હાય રે ! એટલી વારમાં તો મને ભીખ માગતો કરી નાખ્યો ! જીવત મારી નાખ્યો !' એણે દુઃખથી ચીસ પાડી દીધી.

સ્ત્રીએ કહ્યું: 'પણ હવે તમે માગો એની પાસે કે મારા દીકરાને જીવતો કરે.'

પુરુષે કહ્યું: 'તું તે ગાંડી થઈ શું ?'

'ભલે ગાંડી, પણ મારે મારા દીકરાને જીવતો જોવો છે. માદળિયાએ એને મારી નાખ્યો છે, તો માદળિયું એને જીવતો કેમ નહિ કરે ?'

'વળી કંઈ નવી પીડા જાગશે ! મારી હિંમત હવે તૂટી ગઈ છે !' રામજીએ કહ્યું.

'ભલે તૂટી ગઈ, પણ મારું આટલું માનો. મારો દીકરો ! મારો ખીમો !' આમ કહી તે રામજીને વળગી પડી ને ચોધાર આંસુએ રોવા લાગી. રામજીના મોં પર વિચિત્ર ભય વ્યાપી ગયો હતો. એને સ્ત્રીની પણ બીક લાગવા માંડી હતી. એની વિચારશક્તિ તૂટી ગઈ હતી.

એણે ગજવામાંથી માદળિયું કાઢી કહ્યું: 'ઓ માદળિયા! મારા દીકરાને ફરી જીવતો કર!'

બોલતાં વેંત એ ચમક્યો, ને માદળિયું હાથમાંથી પડી ગયું. આ વખતે યે એને કંઈક સળવળાટ જેવું લાગ્યું હતું. પણ તે બોલ્યો નહિ.

ખીમાની મા ઊભી થઈને બારણા આગળ ગઈ. રામજી એને જોઈ રહ્યો. કોડિયામાં વાટ પૂરી બળી ગઈ હતી. એક તેજનો ઝબકારો કરી તે હોલવાઇ ગઈ. તે જ વખતે આથમણા ખૂણામાં ભીંતની અંદર બોડમાંથી ઉંદરનો ચૂં ચૂં અવાજ આવ્યો. અંધારું ભયાનક લાગ્યું. ન સહેવાવાથી રામજી ઊભો થયો, અંધારે અંધારે તેણે દીવાસળીની પેટી શોધી કહાડી. એક દીવાસળી ઘસીને ચેતાવી. પણ ચેતી તેવી જ તે હોલવાઈ ગઈ. બીજી ચેતાવી. બરાબર તે જ પળે બારણાં બહાર કોઇનો પગરવ સંભળાયો—રવ એટલો ધીમો હતો કે સાધારણ સંજોગોમાં કાનને તે સંભળાય જ નહિ.

રામજીના હાથમાંથી પેટી પડી ગઈ—દીવાસળીઓ વેરાઈ ગઈ. એ મૂઢ બની ઊભો રહી ગયો. એટલામાં ફરી પગરવ સંભળાયો: ધબ! ધબ! બીકથી એકદમ એ પાછો ભાગ્યો, ત્યાં ફરી પગરવ સંભળાયો: ઠક! ઠક!

હજી રામજીની સ્ત્રી બારણાં બહાર જ તાકી રહી હતી. તે બોલી ઊઠી: 'ખીમો! ખીમો!'

એકદમ તે ઉમરો ઓળંગવા દોડી. રામજીએ તેની પાછળ દોડી તેને પકડી લીધી; પછી બારણું જોરથી બંધ કરી દઇ સખતાઈથી કહ્યુ: 'શું છે?'

'મારો દીકરો ! મારો ખીમો !' સ્ત્રી યંત્રવત્ બોલે જ ગઇ. 'એ આવે છે, એને ઘરમાં આવવા દો ! હાય હાય ! એનું માથું છુંદાઈ ગયું છે ! લોહીલુહાણ—'

'તારો ભ્રમ છે બધો, કોઈ આવતું નથી !'

'તો મને જવા દો ! ખીમા ! મારા ખીમા ! દીકરા ! રહે, હું આવું છું !' આમ કહી એણે બારણું ઉઘાડી નાખવા એક ભીષણ પ્રયત્ન કર્યો.

બારણાં પર હવે ટકોરા પડવા માંડયા હતા; જાણે કોઇ અંદર આવવા બારણાં ઠોકતું હતું. રામજી પણ હવે પૂરો ગભરાઇ ગયો હતો. સ્ત્રી બારણું ઉઘાડવા ખેંચતાણ કરતી હતી. છેવટે રામજીએ એક ધક્કો મારી સ્ત્રીને દૂર હડસેલી દીધી.

ખરી અણીની પળે, રામજીને આ વખતે માદળિયું યાદ આવી ગયું. એકદમ ગજવામાંથી તે ખેંચી કહાડી, એણે ઝનૂનમાં આવી ત્રીજી ને છેલ્લી માગણી માગી લીધી: 'મારી બીજી માગણી નાબૂદ થાઓ !'

તરત બારણાં પર પડતા ટકોરા બંધ થઈ ગયા— જો કે એના પડઘા હજી શમ્યા નહોતા. સ્ત્રીએ બારણું ઉઘાડી નાખ્યું, પણ બહાર કોઈ જણાયું નહિ. નિરાશાનો એક ઊંડો નિસાસો નાખી, તીણી ચીસ પાડી તે ધરતી પર પટકાઈ પડી. હતી એટલી હિંમત ભેગી કરી રામજી એની મદદે દોડી ગયો. એના હાથમાંથી પડી ગયેલા માદળિયા ઉપર દોડતાં જોરથી એનો પગ પડયો; રામજીએ તે ઊંચકીને છૂટો ઘા કરી બહાર રસ્તામાં ફેંકી દીધું.

# ભીંત પરનો ચહેરો

ત્યારનું મારું મન હજી ગુંગળાયાં કરે છે. ગઈ કાલે સાંજે અમે કેટલાક મિત્રો વાતો કરતા બેઠા હતા. અદ્રશ્ય રહીને કામ કરતી અમૂર્ત શક્તિઓ વિષે અમે ચર્ચા કરતા હતા; સૌ પોતપોતાના જીવનમાં અત્યાર પહેલાં જોયેલા જાણેલા પ્રસંગો કહી બતાવતું હતું. કંઈ એવો રોમાંચકર અનુભવ વિનાના નહિ, છતાં પણ એકબે સાંભળેલા ટુચટા કહી સંભળાવ્યા. નરહરિ આજે એક નવા મિત્રને અમારા મંડળમાં ભેળવવા લઇ આવ્યો હતો. બિચારો બહુ શરમાળ. આટલી બધી ગરમાગરમ ચર્ચા ચાલતી હતી પણ એ કશું યે બોલ્યા વગર મૂંગો મૂંગો બધું સાંભળી રહ્યો હતો. મારાથી ન રહેવાયું. એને ચર્ચામાં ભેળવવા મેં, અનુભવેલો નહિ તો છેવટ સાંભળેલો પણ એકાદ ટુચકો કહેવા દબાણ કર્યું.

પળવાર એ વિચારવશ થઇ રહ્યો. પછી બોલ્યો: ‘ ટુચકા તો કોણ જાણે; તમે સૌ કહો છો એવી અડધી જાણેલી, અડધી સાંભળેલી એવી પણ આ વાત નથી. હું તો મેં જાતે

અનુભવેલો એક પ્રસંગ કહી બતાવું. હજી હમણાં જ એ પૂરો થાય છે; મારૂં તો માનવું છે કે અસત્ય કરતાં સત્યમાં વધારે રંગ અને રસ હોય છે!'

અમે મૂંગા માણસને બોલતો સાંભળી ખુશ થયા; સાથે નવાઈ પામ્યા. તેણે કહેવા માંડયું:—

'બે વરસ પહેલાં હું અમદાવાદમાં ખાડિયામાં મોતીલાલની ખડકીમાં એક ઘર ભાડે રાખી રહેતો હતો. માત્ર બે જ ઓરડા હતા. આગલો ઓરડો જ હું સૂવા બેસવાના કામમાં વાપરતો. આ ઓરડાની ભીંતો આગલા ભાડુતોએ ખીલા ઠોકી કે ગમે તેવા હાથ ઘસીને બગાડી નાખી હતી, તેથી રંગનું પડ ઘણી જગાએ ઉખડી ગયું હતું. એક જગાએ રંગ ઊખડી ગયેલો અને તેનો આકાર જાણે કોઈ માણસનું મોં ચીતર્યું હોય એવો બની ગયેલો. ઘણી વાર ભીંતો પર જોઇએ તો આપણને આવા આકાર જોવાના મળે છે. પણ આ આકાર કંઇ જુદી જ જાતનો હતો. બરાબર માણસના ચહેરાને તે મળતો આવતો હતો. દરરોજ સવારે પથારીમાંથી ઊઠતાં જ એ ચહેરા પર મારી નજર પડતી અને મારી આંખ ત્યાં જ ઠરી જતી ધીરે ધીરે મને એમ લાગતું ગયું કે એ ખરેખર કોઇ જીવતો માણસ છે. જેમ જેમ દિવસો જતા ગયા તેમ તેમ મારો એ વિચાર દૃઢ થતો ગયો. નવાઇ જેવું એ હતું કે ભીંત પર દરરોજ રંગ ઉખડતો જતો, પણ આ આકારમાં તેથી કશો ફેરફાર થતો નહોતો.

એવામાં હું માંદો પડયો, એટલે આખો દહાડો મારે

તાવને લીધે ઘરમાં ભરાઈ રહેવું પડતું. આથી મારું મન વિચારે ચડયું અને પછી તો ભીંત પરના આકારે મારા મનમાં ઘર કર્યું. મને ખાતરી થઈ ગઇ કે એ ખરેખર કોઇ જીવતા માણસનો જ ચહેરો છે. એના નાકનું ટેરવું કંઈ જુદા જ પ્રકારનું હતું; એનું કપાળ સ્પષ્ટ તરી આવતું હતું. એનું વ્યક્તિત્વ જ અનોખું હતું. જરૂર એ કોઇ ધ્યાન ખેંચે તેવી વ્યક્તિ હોવી જોઇએ.

સાજો થઇને ઊઠયો, તે પહેલાં તો એ ચહેરો મારા મનમાં દૃઢ રેખાએ ચિત્રિત થઇ ચૂકયો હતો. મેં બહાર નીકળવા માંડયું તે જ દિવસથી મારી નજર મને બદલાઇ ગઇ લાગી. હું રસ્તે જતા આવતા માણસોમાં એ ચહેરાને જોવા પ્રયત્ન કરતો હતો ! મને ખાતરી હતી કે કયાંક એ માણસ જીવે તો છે જ, અને જીવે છે તો એ મને કોઇક દિવસ મળવો જ જોઇએ. બીજો તો કાંઇ ખ્યાલ મારા મનમાં નહોતો, પણ મને એમ લાગતું હતું કે મારું નસીબ એની સાથે કોઇક રીતે જોડાયેલું છે. જ્યાં જ્યાં માણસોનાં ટોળાં ભેગાં થતાં ત્યાં હુ જઈ પહોંચતો. જાહેર સભાઓ, સરઘસો, રમતગમતના મેળાવડા, વગેરેમાં હું અવશ્ય જતો. સવાર સાંજ રેલવે સ્ટેશનની ખબર કાઢવાનું પણ ન ચૂકતો. જુદી જુદી જાતના ચહેરાઓ હું બારીકાઇથી જોતો, અને મારા મનમાં પેલા ભીંત પરના ચહેરા સાથે સરખાવી જોતો. દુનિયામાં આટલા અસંખ્ય માનવચહેરાઓ હોવા છતાં તેના ભેદો લક્ષમાં લઇ વર્ગ પાડવા બેસીએ તો આંગળીને વેઢે ગણાય એટલા જ માત્ર વર્ગ પડે એમ મને લાગે છે.

એ ચહેરાને શોધી કાઢવા હું જાણે પાગલ બની ગયો. બીજા કશા પર કેમે મારું ચિત્ત જાય નહિ. શેર બજાર અને એવા ધમાલિયા લત્તામાં ઊભો ઊભો હું કલાકોના કલાકો સુધી જતાઆવતા માણસો સામું ધારી ધારીને જોઈ રહેતો, એટલે પોલિસનું પણ મારા તરફ ધ્યાન ખેંચાયું; સ્ત્રીઓ તરફ હું જોતો જ નહિ. પુરૂષો, પુરૂષો–પુરૂષો જ મારી દૃષ્ટિને આકર્ષતા હતા.'

કપાળ પર કરચલીઓ ચોળીને તેણે આગળ બોલવા માંડયું: 'હા, પણ આખરે મેં તેને શોધી કાઢયો. વલ્લભભાઇ રોડ પર થઇને જતી એક ઘોડાગાડીમાં એ બેઠેલો હતો. હજારો ચહેરા જોઇને ટેવાઈ ગયેલી મારી આંખ તરત જ એ ચહેરાને ઓળખી ગઈ. થોડા કદમ હું એની પાછળ દોડયો, પણ એટલામાં એક ખાલી ગાડી મળી આવતાં કૂદકો મારી હું એમાં ચડી બેઠો, અને ગાડીવાળાને હુકમ કર્યો: 'ચલાવ, પેલી ગાડી પાછળ!' ગાડી સારંગપુર થઈ સ્ટેશને આવી ઊભી. પેલો ચહેરો બહાર નીકળ્યો; તેની સાથે કોઇ બે બાઇઓ અને એક છોકરી હતી. ઉતરતાં જ સીધો તે પહેલા વર્ગની ટિકિટ ઑફિસે ગયો, અને ટિકિટ લઈ પ્લેટફોર્મ પર પહોંચ્યો. મેં એની લગોલગ થવા બહુ પ્રયત્ન કરી જોયો પણ બની શકયું નહિ. ઝટપટ પ્લેટફોર્મ પાસ લઈ મેં તેની પાછળ અંદર પ્રવેશ કર્યો. પણ એ પહેલાં એની આસપાસ એના મિત્રોનું ટોળું વીંટળાઈ વળ્યું હતું. એને મળવું મુશ્કેલ બની ગયું હતું.

છતાં હું એની પૂંઠળ ગયો. રેલવેની વેઇટિંગ રૂમમાં

તેણે પ્રવેશ કર્યો. હું બહાર ઊભો રહ્યો. મેં વિચાર કર્યો: મારી પાસે આઠબાર આના છે, જવાય ત્યાં સુધી એની પાછળ જવું. ક્યાંક કોઇ સ્ટેશન એના ધબકારાથી ધમધમતું હોય એમ મને લાગતું હતું. માણસ તો એ જ હતો, મારી ખાતરી થઈ ગઈ હતી. મોંની એકેએક રેખા મળતી આવતી હતી. હું ટિકિટ ખરીદવા જવાનો વિચાર કરતો હતો એટલામાં તે બહાર નીકળ્યો. એકદમ મને થઇ આવ્યું, આવી તક ફરી નહી મળે. હું તરત જ તેની પાસે ધસી જઇ બોલી ઊઠયો:

'કૃપા કરી આપનું સરનામું આપશો તો ઉપકાર માનીશ. મારે એક અગત્યની બાબતમાં આપની સાથે પત્ર-વ્યવહાર કરવો છે.'

તેને જરા નવાઈ લાગી, અને લાગે એ સ્વાભાવિકજ હતું. પણ તેણે તરત જ પોતાનું પાકીટ કાઢયું, અને પોતાના સરનામાનું કાર્ડ કહાડી મારા હાથમાં મૂકયું. પછી પેલી છોકરી સાથે એ ચાલ્યો ગયો. નક્કી એ મને પાગલ જ સમજ્યો હશે અને એટલે જ કંઈ પૂછ્યા વિના કાર્ડ આપી દઇ એણે ચાલવા માંડયું.

સ્ટેશનને એક ખૂણે જઈ મેં કાર્ડ વાંચવા માંડયું: વાંચતાં મારી આંખે ચક્કર આવવા લાગ્યાં, મારું માથું ભમવા લાગ્યું; કારણ, એમાં લખેલું હતું, 'શ્રી મોતીલાલ ભીંતી, મુકામ જોધપુર.' પછી શું થયું એ મને કંઇ યાદ નથી, પણ જાગ્યો ત્યારે મેં મને સિવિલ હોસ્પિટલમાં પડેલો જોયો.

ચારપાંચ અઠવાડિયાં હું ત્યાં બિછાનાવશ રહ્યો, અને હમણાં એક મહિનો થયાં ત્યાંથી સાજો થઇ નીકળ્યો છું.'

પળવાર તે મૌન રહ્યો.

અમે ઘડીકમાં એના સામું, તો ઘડીકમાં એક બીજા સામું જોવા લાગ્યા. અત્યાર સુધી અમે ચલાવેલી વાતો આ વાતના રસ આગળ કાંઇ જ વિસાતમાં નહોતી.

'હું મારે ઘેર મોતીલાલની ખડકીમાં ગયો.' તેણે આગળ વાત શરૂ કરી. 'અને મારા જીવન સાથે આમ સંબંધ ધરાવતા આ જોધપુરીના જીવન વિષે જાણવા પ્રયત્ન આદર્યો. મેં જોધપુર ઓળખીતાઓને કાગળો લખ્યા. જે કોઈ જોધ-પુરી અમદાવાદમાં રહેતા હતા તેમનો પત્તો મેળવી તેમને જઈ મળ્યો; પણ બધી મળીને માત્ર એટલી જ હકીકત મને મળી શકી કે એ કોઈ લક્ષાધિપતિ માણસ છે, અને એમનાં મા બાપ એક કાળે અમદાવાદમાં રહેતાં હતાં. પણ અમદા-વાદમાં કયાં રહેતાં હતાં એનો જવાબ કોઈ આપી શકયું નહિં.

એક પછી એક દિવસો જવા લાગ્યા. એમ કરતાં ગઈ કાલની સવાર આવી. હું રાત્રે થાકથી લોથપોથ થઈ મોડા સૂઈ ગયેલો, એટલે સવારે ઊઠયો ત્યારે તડકા સારી પેઠે ચડી ગયા હતા. હમેશની ટેવ મુજબ મેં ભીંત તરફ નજર નાખી. મેં આંખો ચોળી ચોળીને જોયું. ભયથી હું સફાળો બેઠો થઈ ગયો. ભીંત પરનો ચહેરો ખૂબ ઝાંખો દેખાતો હતો. રાત્રે તો એ હમેશ જેવો જ સ્પષ્ટ અને જીવંત દેખાતો હતો—અને અત્યારે કોણ જાણે શાથી એ ભૂતના પડછાયા જેવો બની ગયો હતો.

હું મુંઝાતો, બળહીન જેવો બની જઈ બહાર ફરવા નીકળ્યો. છાપાંનો ફેરિયો બૂમો પાડતો જતો હતો: 'જોધપુરી લક્ષાધિપતિને નડેલો મોટર અકસ્માત !' તમે બધાએ એ છાપામાં વાચ્યું હશે. તરત જ છાપું ખરીદી મારે વાંચવાની હકીકત મેં વાંચી લીધી. લક્ષાધિપતિ શ્રી મોતીલાલ ભીંતી અને તેમના કુટુંબને સૂરતથી નવસારી જતાં મોટર અકસ્માત નડયો હતો; પરિણામે તેમની મોટર ઊંધી વળી ગઈ હતી. ભીંતીના બચવા વિશે ભય રહે છે, એવા એમાં છેલ્લા સમાચાર હતા.

હજી હું મનમાં મુંઝાતો ઘેર ગયો અને પથારીએ જઈ પડયો. ટેવને લઇને જ મારી આંખો ભીંત પર જઈ પડી. હજી તો હું આભો બની જોતો હતો એટલામાં તો એ આકાર અદૃશ્ય થઈ ગયો.

પાછળથી મને જણાયું કે શ્રી ભીંતી ગુજરી ગયા છે. મને લાગે છે કે મેં આકાર ઊડી જતો જોયો એ જ સમય એમના મૃત્યુનો હશે.'

ફરી એ શાંત રહ્યો.

'વિચારવા જેવું ! અદ્‌ભુત !' અમે સૌ એકી સાથે બોલી ઊઠયા. 'ખરેખર, અમને એવું જ લાગતું હતું.'

'જુઓ,' એ વળી એણે શરૂ કર્યુ: 'આ વાતમાં ત્રણ વિચારવા જેવી બાબતો છે—ત્રણ અદ્‌ભુત તત્ત્વો છે. પહેલું તો એ કે અમદાવાદના કોઈ એક ઘરમાં ભીંત પરના ઉખડી ગયેલા રંગના પડથી જોધપુરી માણસનો ચહેરો

ચીતરાઇ રહે, એટલું જ નહિ પણ તેની જીંદગી સાથે તેનો ગાઢ સંબંધ સુદ્ધાં હોય. એ કેવી રીતે બને તે સમજાવવા માટે આધુનિક વિજ્ઞાનશાસ્ત્ર હજી વર્ષો લેશે. બીજું એ કે જે સ્થળે કોઈ ગૂઢ શક્તિ દ્વારા એનું સ્વરૂપ અદ્‌ભુત રીતે ચિત્રિત થતું હતું, તે સ્થળની સાથે એ માણસના નામને કંઇ સંબંધ હોવો જોઇએ. નથી લાગતું એવું ?'

અમે માથું ધુણાવી સંમતિ દર્શાવી; વળી પાછી અદૃશ્ય શક્તિઓના આવિર્ભાવ વિષેની અમારી મૂળ ચર્ચા અધિક જુસ્સાભેર ચાલી. ચર્ચા ચાલતી જ રહી અને આ અદ્‌ભુત અનુભવ સંભળાવનારે ઊભા થઈ અમને જય જય કર્યા. એ બારણે પહોંચ્યો એટલામાં અમારામાંના એક જણે—રસિકલાલની યાદશક્તિ તીવ્ર છે એટલું મારે કહેવું પડશે—એ ચાલી જાય તે પહેલાં એણે કહેલી આ રસભરી વાર્તા સંબંધમાં ત્રીજુ અદ્‌ભુત તત્ત્વ શું છે એ વિષે પ્રશ્ન કરી, આ ગરમાગરમ ચર્ચાનું મૂળ કારણ અમને યાદ કરાવ્યું.

'તમે તો ત્રણ તત્ત્વો બતાવતા હતા ને ?' રસિકલાલે પૂછયું.

'અરે હા, બારણું ઉઘાડતાં ઉઘાડતાં તેણે કહ્યું. 'ત્રીજો તત્વ, એ કહેવાનું તો હું ભૂલી જ જતો હતો. આ વાર્તાનું એ ત્રીજું અદ્‌ભુત તત્ત્વ એ છે કે મેં તે વાર્તા હમણાં જ અડધા કલાક પહેલાં બનાવી કાઢી છે. લ્યો તારે જય જય!'

ભાનમાં આવ્યા પછી, અમારા હૃદયમાં દંશ દઇ જનાર આ સર્પને લઇ આવનાર નરહરિને ખોળવા અમે આમતેમ નજર કરી, પણ એ ય અદૃશ્ય થઇ ગયો હતો!

## એક અઠવાડિયામાં ત્રણ રવિવાર

આમ તો મારા કાકા બહુ ભલા ઉદારે ખરા. પણ કોઈ પણ વાતમાં પહેલી વખત પૂછતાં કાકા 'ના' સિવાય બીજો જવાબ દે જ નહિ. ગમે તેમ પણ છેવટ જતાં તો એ 'ના'ની 'હા' જ બની જાય; અને તે વખતે એમની ઉદારતા પણ પૂરેપૂરી જોવા મળે. કાકા હતા પૈસાદાર. છૈયું છોકરું કંઈ નહોતું એટલે હું જ એમની મિલકતનો વારસદાર થવાનો હતો. કાકા એ સમજતા હતા અને એથી તો નાનપણથી મને પોતાને ઘેર રાખી મારી કેળવણી પાછળ એમણે બહુ ખર્ચ કર્યું હતું.

અહીંની કોલેજની કેળવણી પૂરી થતાં મારો વિચાર વિલાયત અભ્યાસ કરવા જવાનો થયો. કાકાના કેળવણી-વિષયક વિચારો બહુ આગળ વધેલા હતા; એકબે વિદ્યાર્થીઓને તેમણે થોડીક મદદ આપી જાપાન અને જર્મની મોકલ્યા પણ હતા. એટલે મારી આ દરખાસ્ત સાંભળી તેઓ જરૂર ખુશી થશે એવી મને ખાતરી હતી.

સાંજે ખુશખુશાલ ચહેરે આરામ ખુરશીમાં પડયા પડયા કાકા સિંદૂરિયા આકાશ ભણી જોઇ રહ્યા હતા. વાત કહેવાનો આ બરાબર વખત છે સમજી હું બોલ્યો: " બરેબર કાકા! તમે બહુ ભલા છો. આખું ગામ તમારી ઉદારતાનાં બહુ વખાણ કરે છે. એટલી બધી બાબતોમાં—અટલા બધા પ્રસંગે તમે ઉદારતા બતાવી છે કે આ એક વધુ પ્રસંગ જાણી તમને આનંદ થશે."

'હં, હં—કહે.' કાકા મારા સામું જોઈ બોલ્યા. તેમની આંખો આકાશને બદલે હવે મારા ચહેરા પર ઊતરી હતી.

" બરેબર કાકા! તમે મને ઊંચી કેળવણી આપવાને ખૂબ જ આતુર રહ્યા કરો છો! હું ખૂબ ખૂબ ભણું એ જોવા તમે અતિશય—શું કહું ? બેહદ ઇંતેજાર છો!"

'હા! હા!—' કાકા કોઈ નવી વાત સાંભળતાં હસી હસીને જાણે બેવડ વળી જાય છે.

'એટલે મારું કહેવું એમ છે કાકા,—મારો વિચાર વધુ અભ્યાસ કરવા વિલાયત જવાનો છે. તમે આટલાં વરસ દુઃખ વેઠીને ( શું દુઃખ વેઠયું એ હું નથી જાણતો ) મને ભણાવ્યો એનો જશ હવે તમને પૂરેપૂરો મળશે. હું વિલાયત જઈ વિજ્ઞાનશાસ્ત્રમાં 'માસ્ટર' થઈને આવીશ—'

'હા! હા! હા! તેં તો મારી મુરાદ બર આણી, દીકરા! વિલાયતનું ખર્ચ દશપંદર હજાર રૂપિયા થતું હશે, નહિ?'

મેં હરખાઈને જવાબ દીધો: 'એટલું તો થાય ને, કાકા!'

'હા! હા! હા!—ભાઈ, તું બી. એ.માં પાસ થઈ ગયો, આખી કૉલેજમાં પહેલે નંબરે પાસ થઈ ગયો તોયે મને તો કંઈ ખબર પડી નહિ! હોય—તને તારી કૉલેજ પંદર હજાર રૂપિયા ખરચી વિલાયત મોકલે છે જાણી મને ખૂબ આનંદ થયો. ખૂબ ભણો દીકરા! ઘરડો તો થયો છું, પણ બેત્રણ વરસ એકલો ખેંચી કાઢીશ. હા! હા! હા! રતન મારો વિલાયત જાય છે. એની કૉલેજ એને મોકલે છે!'

હું તો આભો જ થઈ ગયો. હું બી. એ.માં ક્યારે પહેલે નંબરે પાસ થયો એ ય હું નહોતો જાણતો; અને કાકા કહેતા હતા કે કૉલેજ મને વિલાયત મોકલે છે!

મેં ધીરેથી કહ્યું: 'કાકા, તમારી ભૂલ થાય છે. મને કૉલેજ વિલાયત નથી મોકલતી; પણ તમે મોકલો છો. પંદર હજાર રૂપિયા તમારે આપવાના છે.' મેં સ્પષ્ટ કર્યું.

'શું બોલ્યો, મૂરખ! પંદર હજાર રૂપિયા લેવા અહીં આવ્યો છે? હજી વાર છે, દીકરા! વિલ થવાને હજી વાર છે!'

'હા! હા! હા!' મેં પણ મોટેથી કાકાની પેઠે હસતાં હસતાં કહ્યું: 'વહેલું કે મોડું કરવું તો છે જ, કાકા, તો જલદી કરી નાંખવું શું ખોટું? બેરિસ્ટર દેસાઈ કાલે એવું જ કહેતા હતા.'

'હજી વાર છે, દીકરા! હજી વાર છે' કાકા બોલ્યા.

'પણ ચોક્કસ તારીખ કહો તો સારું. જેમ બને તેમ જલદી થાય એ ઇચ્છવા જોગ છે.' વિલ થઈ જાય તો પૈસા હાથમાં આવે, અને વિલાયત જઈ શકાય એ મારો હેતુ હતો. એ કાકા સમજ્યા હશે ?

'ચોક્કસ તારીખ કહું ? જેમ બને તેમ જલદી ?' કાકા બોલ્યા.

'હા, કાકા !'

'વરસ-બે વરસમાં—પાંચ વરસમાં, એમ કહું તો નહિ ચાલે ?—ચોક્કસ તારીખ કહું ?'

'ચોક્કસ જ કહો એ સારું. કાકા !'

'ઠીક; તો આજે કયો વાર થયો ? રવિવાર ને ?—જો ત્યારે, હું તને ચોક્કસ તારીખ કહું છું; ચોક્કસ—જ્યારે અઠવાડિયામાં ત્રણ રવિવાર ભેગા થઈ આવશે ત્યારે હું આ બધી મિલકત તને સોંપી દઈશ! બસ, થયું હવે! હં, ત્યાં શું જુએ છે ? અહીં જો ને! ચોક્કસ કહું છું; તું જાણે તો છે કે હું બોલેલું કદી ફેરવતો નથી. લાખ મહોરો આપવાની કહે અને પછીથી ઊંચોનીચો થાય એ જાતનો આદમી હું નથી. હું તો બોલેલો અક્ષર બરાબર પાળવાનો.' બોલતાં બોલતાં કાકાએ આકાશ ભણી નજર સ્થિર કરી; અને હું ગૂપચૂપ ત્યાંથી ઊઠી ચાલતો થયો.

: ૨ :

કાકાએ જે વાતની ના કીધી એની હા થતાં ભોંય ભારે થતી. પણ આ તો હા પાડેલી હતી—વિલ કરી દેવાની હા કહી હતી. માત્ર એક શરત મૂકી હતી. અને, કાકાએ અત્યાર સુધી કદી હા ભણેલી વાત ફેરવી નહોતી કે નકારી નહોતી બોલેલું વચન પાળવામાં કાકા પૂરેપૂરા સાચા હતા. વચનના ભાવાર્થમાં ઊંડા ઊતરવાની તેમને જરૂર નહોતી લાગતી; માત્ર શબ્દાર્થને જ વળગી રહેવામાં તે માનતા હતા. એટલે હવે તેમના શબ્દાર્થને સિદ્ધ થયેલો બતાવવા સિવાય બીજો એકે ઉપાય નહોતો. પણ તે કેવી રીતે થાય?

આ વખતે મારા બેરિસ્ટર મિત્રો અને પ્રોફેસર મિત્રોની સલાહથી જે ન બની શક્યું તે મારા એક ઠોઠિયા મિત્રથી બન્યું. નાનપણથી જ તે રખડુ હતો. હાઈસ્કૂલની કેળવણી એણે પૂરી લીધી નહોતી; અને એક પરદેશી વહાણમાં નોકરીએ રહી ગયો હતો. આ વહાણમાં રહ્યા પછી એણે મુસાફરીઓ સારી પેઠે કરી હતી. દેશપરદેશનું એનું જ્ઞાન પણ મારા પ્રોફેસરની સરખામણીએ મને અગાધ લાગતું. કાકા સાથે વાત થયાને થોડા દિવસ પછી ચંદુ—એનું નામ ચંદુ હતું—મને મળ્યો. સારી વાત સાંભળી એ તરત જ બોલી ઊઠ્યો: “હો...હો! વિલ કાલ થઈ જાયું, સમજ! આવતી જ સ્ટીમરમાં તને વિલાયતની વાટે વળાવું ત્યારે ખરો!’

તેને આમ હરખાવાનું શું કારણ હશે એ હું સમજી

શક્યો નહિ. પણ પછી તેણે મને બધી વાત સમજાવી; મારા બીજા એક મિત્ર જમશેદજીને પણ અમે આમાં સાથે લીધા. જમશેદજી હમણાં જ બાર મહિના પરદેશ પ્રવાસ કરીને આવ્યા હતા.

બીજે દિવસે—એ રવિવાર હતો—સાંજે કાકાની સાથે વાતો કરતા અમે—ચંદુ, જમશેદજી અને હું–બેઠા હતા. અડધોક કલાક આડીઅવળી વાતો ચાલ્યા પછી ચંદુ બોલ્યો: ‘ આજકાલ કરતાં છેલ્લું ઘર છોડયે મને આજે બાર મહિના થયા. બરાબર એક વર્ષ—એપ્રિલની તેવીસમી તારીખ. યાદ છે કાકા, બરાબર બાર મહિના પહેલાં આ જ દિવસે હું અહીં જ તમને મળવા આવ્યો હતો અને તમે મને આશીર્વાદ આપ્યા હતા ?’

કાકાએ માથું ધુણાવી હા કહી. ચંદુએ આગળ બોલવા માંડ્યું: ‘ અને અમારા દોસ્ત જમશેદજીભાઇ પણ બરાબર બાર મહિના પ્રવાસ કરી આવ્યા. એ પણ ઠીક મળતું આવી ગયું,’

‘ હા ! હા !’ કાકા બોલ્યા, ‘ બરાબર મળતું આવી ગયું. તું ને જમશેદજી બે ય જણ સાથે જ અહીં મળવા આવેલા, ખરું ! હા ! હા ! હા !’

‘ પણ કાકા, અમે તો બંને જુદે જુદે રસ્તે ગયા હતા. હું ગયેલો પશ્ચિમ તરફ એડન થઈને અને, ચંદુ ગયેલો પૂર્વ તરફ સિંગાપોર થઇને. બાર મહિનામાં હું આખી દુનિયાની મુસાફરી કરી આવ્યો.’ જમશેદજી બોલ્યો.

'અને હું યે બાર મહિનામાં દુનિયા આખી ફરી આવ્યો. મારું વહાણ પૂર્વ તરફ મુસાફરી કરીને આખી દુનિયા ફરી આવ્યું છે' ચંદુ બોલ્યો.

'વાહ! કેટલું મઝાનું આવે છે! બે ય જણા જુદે જુદે રસ્તે ગયા, પણ બાર મહિનામાં દુનિયા આખી ફરીને પાછા અહીં જ આવ્યા; અહીંથી ઊપડતાં યે બંને મને સાથે મળ્યા, અને પાછા આવીને ય મને સાથે મળ્યા! હા! હા! હા!' કાકા હસવા લાગ્યા.

'તો કાલે તમે બંને અહીં જ જમવાનું રાખો તો?'

બહુ સરસ, બહુ સરસ; કાલે રવિવાર છે ને ગમત થશે.' જમશેદજી બોલ્યા.

'તમે ભૂલ્યા, જમશેદજી!' મેં કહ્યું: 'રવિવાર તો આજે થયો.'

"અરે, તમે બધા આ શું બોલો છો? રવિવાર તો કાલે ગયો એ કેવો!' ચંદુ નવાઇ પામી બોલી ઊઠયો.

'કાલે ગયો? મૂરખ થયો શું?' કાકા બોલી ઊઠ્યા. 'રવિવાર તો હજી આજે થાય છે. હા!—હા!—હા!'

જમશેદજી કહે: 'આજે હોય જ નહિ. રવિવાર હજી આવતી કાલે થશે. હું ખાતરીથી કહું છું.'

ચંદુ ગાજ્યો: 'કોણ કહે છે આવતી કાલે? કોણ કહે છે આજે? હું ચોક્કસ કહું છું કે રવિવાર કાલે ગયો!

હું આજે જીવતો છું એ વાત જેટલી સાચી છે, એટલી જ કાલે રવિવાર ગયો એ વાત પણ સાચી જ છે.'

'જો, તારી વાત સાચી છે તો મારી વાત પણ એટલી જ સાચી છે, અને કાકાની વાત પણ એટલી જ સાચી છે.'

'ત્યારે શું આપણે બધા યે સાચા?—કાલે રવિવાર, આજે રવિવાર અને આવતી કાલે પણ રવિવાર!—ઓહ, એક અઠવાડિયામાં ત્રણ રવિવાર એક સામટા!' હું બોલ્યો.

'પણ એમ કશું માની લેવાય નહિ.' કાકા બોલ્યા.

'જુઓ, હું સમજાવું કાકા! પૃથ્વી ગોળ છે એ તો તમે જાણો છો. એનો ઘેરાવો ચોવીસ હજાર માઈલ થાય છે. હવે, પૃથ્વી પોતાની ધરી ઉપર ફરે છે—ગોળ ગોળ ફરે છે. એટલે આ ચોવીસ હજાર માઈલ પશ્ચિમથી પૂર્વ તરફ એ ચોવીસ કલાકમાં ફરી રહે છે; કેમ ખરું કે નહિ?'

'ચોક્કસ! ચોક્કસ!' કાકા બોલ્યા.

ચંદુએ આગળ બોલવા માંડ્યું: 'એટલે એક કલાકમાં એક હજાર માઈલ થયા. હવે હું અહીંથી એક હજાર માઈલ પૂર્વ તરફ વહાણ હંકારું છું. એટલે શું થશે? અહીં મુંબઈ કરતાં ત્યાં મને એક કલાક સૂરજ વહેલો ઊગતો દેખાશે. હવે એની એ જ દિશાએ હું વહાણ ચલાવે રાખું—બીજા હજાર માઈલ જાઉં, તો ત્યાં મને સૂરજ બે કલાક વહેલો દેખાશે. હવે એની એ જ દિશાએ હું વહાણ ચલાવે રાખું—બીજા વીસ હજાર માઈલ જાઉં તો ત્યાં

મને સૂરજ ત્રણ કલાક વહેલો દેખાશે. એ જ પ્રમાણે આખી પૃથ્વીની પ્રદક્ષિણા કરી અહીં પાછો આવતાં, પૂર્વ તરફ જ ચોવીસ હજાર માઇલની મુસાફરી કરીને પાછો આવતાં, હું અહીં ચોવીસ કલાક સૂરજ વહેલો ઊગતો જોઉં; એટલે કે તમારી ને મારી ગણતરીમાં એક દિવસનો ફેર પડે—તમારી જે આજ, એ મારે ગઇ કાલે પસાર થઈ ગઈ હોય. આમ હું તમારાથી એક દિવસ આગળ ગણાઉં. કેમ ખરું કે નહિ, કાકા ?'

'હા, કાંઈક સમજાય છે ખરું.' કાકા બોલ્યા.

'અને,' ઓડકારો ખાઈ ચંદુ બોલ્યો: 'હું પૂર્વ તરફ ઊપડેલો, એટલે એક હજાર માઇલે એક કલાક મને સૂરજ વહેલો ઊગતો દેખાય. એ રીતે આખી પૃથ્વી પ્રદક્ષિણામાં તમારા કરતા હું એક દિવસ આગળ વધી જાઉં. પણ જમશેદજી પશ્ચિમ તરફ ઊપડેલા, એટલે એક હજાર માઇલે એક કલાક એમને સૂરજ મોડો દેખાય. એ રીતે ચોવીસ હજાર માઇલ પૂરા કરીને આવતાં એ ચોવીસ કલાક મુંબઈ સમયથી પાછળ રહે છે. પણ હું એક દિવસ આગળ રહું છું. એટલે મારો રવિવાર કાલે ગયો, તમારો આજે થાય છે, અને જમશેદજીનો આવતી કાલે થશે.'

'હા ! હા ! હા !' કાકા મોટેથી હસતા હસતા બોલ્યા. 'એક અઠવાડિયામાં ત્રણ રવિવાર ! કાલે જ ત્યારે તો વિલ કરી નાખીએ, રતના ! તમેય બે જણા જરૂર આવજો. ચંદુ, જમશેદજી ! જમવાનું તો તમને કહ્યું જ છે, પણ મારો રતનો ભણવા વિલાયત જાય છે એ હું હવે તમને કહું છું.'

## બે સિવિલિયન સાહેબો

હજી તો મૂછનો દોરો યે ફૂટયો નહોતો, ત્યાં એ બે જણા વિલાયત ગયા હતા, ને ઘણો પૈસો ખરચીને ભણીગણી આઈ. સી. એસ. બની દેશમાં પાછા આવ્યા હતા. આવતાં જ એમને ખોબો ભરીને રૂપિયા, બે હજાર રૂપિયાના દંડ સાથે ત્રણ વરસ જેલમાં મોકલવાની સત્તા, અને બે ચપરાશી મળી ગયા હતા.

ત્રીસ વર્ષ લગી સરકારની વફાદારીથી અને એકનિષ્ઠાથી સેવા બજાવ્યા પછી, આજે તેમને નોકરીમાંથી નિવૃત્ત કરવામાં આવ્યા: નિવૃત્તિનો હુકમ લઈને બેય જણા ઘેર ગયા, ને કોટ, પાટલૂન, નેકટાઈ, હેટ ને બૂટ સાથે જ પલંગમાં પડયા—ઊંઘી ગયા.

મુંબઈમાં બંને જણા જુદે જુદે સ્થળે રહેતા હતા—પગાર પણ દરેકને જુદો જુદો મળતો હતો, એટલું જ નહિ, ખાન સામો પણ દરેકનો જુદો જુદો હતો.

સવારે બંને જાગ્યા ત્યારે નવાઈ પામી ગયા. બંગલો

નહોતો, પલંગ નહોતો, નોકર નહોતો, કાંઇ નહોતું. ઉજ્જડ અજાણ્યા ટાપુમાં, એક સાદડી પર બંને જણા પડયા હતા.

આખી જીંદગી તેમણે નામદાર સરકારની સેવામાં ગાળી હતી; મોટા ઘરમાં જન્મ્યા હતા, જીવ્યા હતા, ને ઘરડા થયા હતા, તેથી કશું સમજતા નહોતા. 'નામદાર સરકારને હું મારી વફાદારીની ખાતરી આપું છું.' એ સિવાય બીજા શબ્દો તેમને બોલતાં આવડતા નહોતા.

એટલે, પહેલાં તો તેઓ પરિસ્થિતિ બિલકુલ સમજી જ શકયા નહિ, અને જાણે કંઈ જ બન્યું ન હોય તેમ વાતો કરવા લાગ્યા:

'રાતે મને વિચિત્ર સ્વપ્નું આવ્યું, સરકાર....' એક સિવિલિયને બોલવા માંડયું. પણ તે વાકય પૂરું કરે તે પહેલાં જ બીજાએ તેને કહ્યું:

'એક વાત પહેલેથી જ સ્પષ્ટ કરી લેવાની મને જરૂર લાગે છે. ભલે મેં આસિસ્ટંટ ડેપ્યુટિ કલેકટર તરીકે જ જીંદગી પૂરી કરી પણ તમારે મને છોટા કમિશ્નર કહીને બોલાવવો, નહિ તો હું મારું અપમાન સમજીશ.'

પહેલાએ કહ્યું: 'તો તમારે મને સરકાર માબાપ કહેવો પડશે. એ સિવાય બીજું એક પણ સંબોધન મેં કદી સ્વીકાર્યું નથી.'

છોટા કમિશ્નરે થોડી વાર વિચાર કરી કહ્યું: 'હું તમને મિસ્ટર સરકાર માબાપ કહીશ.'

સરકાર માબાપે વાત ચાલુ કરી: 'મને રાતે એવું વિચિત્ર સ્વપ્નું આવ્યું, મિ. છોટા કમિશ્નર, કે જાણે હું કોઈ અજાણ્યા ટાપુ ઉપર આવી પડ્યો છું, અને ટાપુ બિલકુલ નિર્જન છે !'

વાક્ય પૂરું કરતાં જ તે ચમકીને ઊભા થઈ ગયા. છોટા કમિશ્નર પણ ચમકીને ખડા થઈ ગયા. બંને જણાની આંખો ફાટી ગઈ. તેઓ બોલી ઊઠ્યા: 'આ શું ? આપણે ક્યાં છીએ ? ઓ પ્રભુ ! દુનિયાનું આ શું થવા બેઠું છે !'

આ સ્વપ્નું તો નથી, કંઈ ભ્રમ તો નથી થયો એની ખાતરી કરવા બંને જણા પોતપોતાના ગાલ ઉપર, મોં ઉપર ને આંખો ઉપર તમાચા મારવા લાગ્યા. 'સ્વપ્નું જ છે' એવું મનને સમજાવવા તેમણે ખૂબ ખૂબ પ્રયત્ન કર્યો, પણ તેથી પરિસ્થિતિ બદલાઈ નહિ. તેમની એક તરફ દરિયો આવેલો હતો, અને બીજી તરફ જમીન હતી, અને એ જમીનની પેલી તરફ અનંત મહાસાગર હતો. પેન્શન પર ઊતર્યા પછી આ પહેલી જ વાર બંને અમલદારો રડી પડ્યા.

ફરીને બંનેએ એકબીજાની પરીક્ષા કરી જોઈ; નોકરીમાંથી નિવૃત્ત થવાનો હુકમ હજી બંનેનાં ખિસ્સામાં હતો, ને બંને નખશિખ પૂરેપૂરા ઓફિશિયલ ડ્રેસમાં હતા.

'હું ધારું છું, આનો વખત થયો છે.' છોટા કમિશ્નરે કહ્યું: પણ બોલતાં બોલતાં ત્યાંની વિચિત્ર પરિસ્થિતિ યાદ આવી જતાં તે ફરીથી રડી પડ્યા.

રડતાં રડતાં યે તેમણે કહ્યું: 'પણ અહીં આપણા હાથમાં શું છે? આપણે રિપોર્ટ કરીએ,—પણ શા કામનો?'

'જુઓ મિ. છોટા કમિશ્નર,' સરકાર માબાપે કહ્યું. 'તમે જાઓ પૂર્વમાં ને હું જાઉં પશ્ચિમમાં; અને સાંજે બંને પાછા અહીં ભેગા થઈશું. જરૂર આપણી તપાસમાં કંઈક તો પકડાશે.'

પછી તેમણે પૂર્વ અને પશ્ચિમ દિશા શોધવા માંડી, પણ તે જડી નહિ. ઉપરી સાહેબે એક વખત કહેલું તે એક જણને યાદ આવ્યું: 'તમારે પૂર્વ દિશા શોધવી હોય તો ઉત્તર ભણી મોં કરી ઊભા રહેવું. પછી જમણા હાથની જે દિશા તે પૂર્વ દિશા.'

એટલે, તેમણે ઉત્તર દિશા શોધવા માંડી. આમ ફર્યાં, તેમ ફર્યાં, દુનિયાના બધા યે દેશોનાં નામ યાદ કરી જોયાં, પણ આખી જીંદગી તેમણે સરકારી કચેરીઓમાં વિતાવેલી એટલે તેમને કશું જ જડયું નહિ.

'જુઓ મિ. સરકાર માબાપ! તમે જમણી બાજુ જાઓ, ને હું ડાબી બાજુ જાઉં—એ વધારે ઠીક પડશે.' છોટા કમિશ્નરે તોડ આણ્યો. કચેરીમાં રહીને યે, તેમણે ગામડાંની અનેક પ્રાથમિક શાળાઓના મેળાવડાઓમાં હાજરી આપી હતી એટલે તેમની બુદ્ધિ વિશેષ તેજ હતી.

સરકાર માબાપ જમણી બાજુ ગયા. ત્યાં ઝાડોનાં વનનાં વન હતાં. ઝાડો ઉપર કંઈ ભાતભાતનાં ફળ હતાં. કેરી હતી, જામફળ હતું, સીતાફળ હતું, મોસંબી હતી, નારંગી

હતી, દાડમ હતું—છએ ઋતુનાં ફળ એક સાથે અહીં લાગ્યાં હતાં. આંબા પરથી એક સાખ ઉતારવાનું તેમને મન થયું, પણ હાથ પહોંચ્યો નહિ. ઉપર ચડવાનો પ્રયત્ન કર્યો, પણ એમ કરવા જતાં નેકટાઈ ચીરાઈ ગયું, ને ખમીસ ચીરાતું સહેજમાં બચી ગયું. થોડેક જતાં નદી આવી. શું સુંદર પાણી ! નીતર્યું કાચ જેવું ! સામે જ અન્નથી ભરપૂર ખેતરો લચી રહ્યાં હતાં. જોઇને એમની ભૂખ એકદમ ઊપડી આવી.

‘ ઓહો ! દુનિયામાં આટલું બધું ખાવાનું છે ને લોકો ભૂખે મરવાની ફરિયાદ કરે છે ! જૂઠ્ઠા !’

પણ અનાજ તો હતું ડુંડાંમાં. એ કાઢવું કેમ, સાફ કરવું કેમ, દળવું કેમ, રોટલી વણવી કેમ, પકવવું કેમ એની સરકાર માબાપને ખબર નહોતી. ખાલી હાથે તેઓ પાછા ફર્યા. છોટા કમિશ્નર ત્યાં એમની રાહ જોતા ઊભા જ હતા.

‘ કાં, મિ. છોટા કમિશ્નર ! હાથ લાગ્યું કાંઇ ? ’

‘ મુંબઇપત્રિકા ’નો આ એક અંક હાથ લાગ્યો છે. બસ !’ છોટા કમિશ્નરે કહ્યું.

નિરાશ થઇ તેમણે ઊંઘી જવાનો વિચાર કર્યો, પણ ભૂખે પેટે ઊંઘવાનો મહાવરો નહોતો. પહેલી તો તેમને એ ચિંતા થઇ કે મુંબઇમાં એમનું પેન્શન લેવા કોણ જશે ? પછી એમને યાદ આવવા માંડયાં, તેમણે જોયેલો ભાત-ભાતનો મેવો, અને ખોરાક !

‘ માણસનો ખોરાક આવી રીતે ઝાડ પર ઊગતો હશે, એવું કોણ જાણતું હતું, મિ. છોટા કમિશ્નર ! ’

'હું તો એમ જ જાણતો હતો કે ભાણામાં પૂરી આવે છે તે એવી જ, ઘરના વાડામાં આવઆવડા છોડવાઓ પર ઊગતી હશે !'

'પણ આ તો બહુ અવ્યવસ્થિત યોજના લાગે છે—ખેતરમાં ડુંડાં થાય, ડુંડાંમાંથી દાણા કાઢે, એને પીસી લોટ કરે ને પછી રોટલી બનાવે—પણ એ લોકો શી રીતે એની રોટલી બનાવતા હશે ?'

હું યે એ પૂછું છું, રોટલી શી રીતે બનાવતા હશે?'

કોઈ કંઈ બોલ્યું નહિ—તેમણે ઊંઘી જવાનો સંકલ્પ કર્યો. પણ ભૂખ ને ઊંઘને બનતું નથી એવું તેમને લાગ્યું. જામફળ ને સીતાફળ, જાંબુ ને કેરી, નારંગી ને મોસંબી એમની આંખો આગળ દેખાવા લાગ્યાં, ને મોંમાં પાણી વળવા લાગ્યું.

'મારી હેટ ખાઈ જાઉં એટલી મને ભૂખ લાગી છે.' સરકાર માબાપે કહ્યું.

'તો તમને સાહેબ કોણ કહેશે ?'

પ્રશ્ન કીમતી હતો.

એકદમ બંને જણની આંખો મળી. તેમની આંખોમાં ભૂખથી વિહ્વળતા આવી હતી; તેમણે દાંત કચકચાવ્યા, મૂઠીઓ વાળી, ને ગળામાંથી ઘૂરઘૂર અવાજ કર્યો. પહેલાં જરા ધીરેથી પાસે ખસ્યા ને પછી એકદમ વરૂની પેઠે એકમેકની ઉપર તૂટી પડ્યા; લાતંલાતા, મુક્કામુક્કી અને ચીસાચીસ

શરૂ થઈ ગઈ. છોટા કમિશ્નરના ગજવામાંથી એક સર્ટિફિકેટ ખેંચી કાઢી સરકાર માબાપ ચાવી ગયા. તેનું વેર વાળવા છોટા કમિશ્નરે સરકાર માબાપનું ફાટેલું નેકટાઈ ગળવા માંડયું, પણ ઉંદરની પૂછડીની પેઠે ગળામાં સળવળ થવાથી તેમણે ઓકી નાખ્યું. છેવટે લોહી ન જોઈ શકાવાથી બંને ટાઢા પડયા.

થોડીવાર પછી બંને એકી સાથે બોલી ઊઠયા: 'પણ આપણે અહીં આવ્યા કેવી રીતે ? કોઈ શેતાને જાદુ કર્યો લાગે છે !'

'મિ સરકાર માબાપ ! આપણે ગમે તે કંઇ વાતોમાં મન વાળવું જોઈશે. નહિ તો અહીં ખૂન થઈ જવાનો સંભવ છે ! અને કોર્ટ તો દેખાતી નથી, મરી ગયેલો જાનથી જશે, ને ફરિયાદ પણ નહિ કરી શકે.' છોટા કમિશ્નરે કહ્યું.

'તો શરુ કરો વાત !' સરકાર માબાપે કહ્યું.

'સૂરજ પહેલાં ઊગે છે ને પછી આથમે છે એ સાચું કે પહેલાં આથમે છે ને પછી ઊગે છે એ સાચું ?'

'મને લાગે છે કે પહેલાં ઊગે છે એ સાચું. કારણકે આપણે પહેલાં ઊઠીએ છીએ, પછી કચેરીમાં જઇએ છીએ, ત્યાં મતાં મારીએ છીએ ને પછી ઘેર જઈને ઊંઘી જઇએ છીએ.'

'હં, પણ મારે કહેવું જોઈએ કે હું જ્યારે કચેરીમાં જતો ત્યારે રોજ આવો વિચાર કરતો કે સવાર થઈ, હવે

હવે બપોર થશે, નોકર ખાવાનું લાવશે, પછી સૂવાનો વખત થશે.'

'ખાવાનું' શબ્દ સાંભળી બંને એકદમ ઉદાસ બની ગયા. વાત ત્યાં જ કપાઈ ગઈ.

'વિદ્યાનંદજી મહારાજ એક વખત કહેતા હતા કે માણસ રસ ઉપર જીવે છે.' છોટા કમિશ્નરે થોડી વાર રહીને કહ્યું.

'એ કેવી રીતે?' રસથી સરકાર માબાપે પૂછ્યું.

'એક રસમાંથી બીજો, ને બીજામાંથી ત્રીજો પેદા થાય છે, ને છેવટે પરાઅવસ્થા પ્રાપ્ત થતાં રસથી પર થઈ જવાય છે.'

'એટલે નીરસ થઈ જવાય છે. પછી શું?'

'પછી કંઈક ખાવું પડે.'

'છટ્!'

ગમે તે વાત ઉપાડે પણ છેવટે તે ખાવાની વાત પર આવીને ઠરતી હતી, અને એથી એમની ભૂખ બમણું જોર કરતી હતી. એટલે વાત બંધ કરી હવે તેમણે 'મુંબઈ પત્રિકા'નો અંક વાંચવા માંડયો:

'ભરૂચનો અમારો ખાસ ખબરપત્રી તાર દ્વારા જણાવે છે કે ગઈ કાલે સાંજે એ ઐતિહાસિક નગરમાં રાવબહાદુર શેઠ મહાસુખલાલ ચીમનલાલે, ભરૂચની તમામ શાળાઓના વિદ્યાર્થીઓ, વિદ્યાર્થિનીઓને દુધપાક પૂરીનું જબરદસ્ત

જમણુ આપ્યું હતું. ભાતભાતનાં શાક, ભજીયાં, ખમણુ ઢોકળાંની સોડમથી આખા શહેરની હવા સુગંધિત થઇ ગઈ હતી. તે વખતે શહેરના તમામ સરકારી અમલદારો ને જાણીતા નાગરિકોને નિમંત્રણ અપાયાં હતાં. ભરૂચના આસિ. કલેકટરે એ ભવ્ય જમણવારનું પ્રમુખસ્થાન શોભાવ્યું હતું !........'

'બેવકૂફ ! ખિતાબ મેળવવા માટે કોને પ્રમુખસ્થાન આપવું જોઇએ એટલી પણ એને ખબર નથી !........અને જમણુ સિવાય બીજો વિષય પણ તમને જડતો નથી, મિ. સરકાર માબાપ ! ' આમ કહી છોટા કમિશ્નરે છાપું ખેંચી લઈ વાંચવા માંડયું:

'જલગાંવનો અમારો બાતમીદાર ખબર આપે છે કે ગવર્નર સાહેબની અહીંની પધરામણી નિમિત્તે, મ્યુનિસિપાલિટીના પ્રમુખે ભવ્ય પાર્ટી ગોઠવી હતી. વાનીઓ બધી ખાસ ઓર્ડરથી સુરતથી મગાવવામાં આવી હતી. પાંત્રીસે પકવાન્ન, અને વિલાયતી ઢબની ડિસો....'

'તમને પણ બીજો વિષય જડતો નથી લાગતો, મિ. છોટા કમિશ્નર !' આમ કહી મિ. સરકાર માબાપે એમના હાથમાંથી છાપું ખેંચી લઈ વાંચવા માંડયું: 'કલકત્તાથી છેલ્લા સમાચાર જણાવે છે કે ઢાકામાં કોમી હુલ્લડ ફાટી નીકળ્યું છે. તેમાં એક મીઠાઈવાળાની દુકાન લૂંટવામાં આવી આવી હતી. લૂંટફાટ કરનારાઓએ ખવાય તેટલાં રસગુલ્લાં ને સંદેશ ખાધાં હતાં, ને ન ખવાયાં તે રસ્તામાં ફેંકવા માંડયાં હતાં જે ખાવા, આવા તોફાનમાં પણ બેકારોનાં ટોળાં

ઊભરાયાં હતાં; એમાં કેટલાક કલકત્તા યુનિવર્સિટીના પદવી-ધારીઓ હતા....'

વાચન અધૂરું રહ્યું.

એકાએક છોટા કમિશ્નરને પ્રેરણા થઈ આવી. તે બોલ્યા: 'કોઈ વેઠિયો શોધી કાઢયો હોય તો શું ખોટું ?'

નવાઈ પામી સરકાર માબાપે કહ્યું: 'શું કહ્યું ? વેઠિયો ?'

'અરે હા....યાર....સાધારણ ખેડૂત હોય તો ચાલે. આપણા ખાવાપીવાની બધી સગવડ એ સાચવશે, લીલા ઘઉંનો પોંક પણ પાડી દેશે, ને જારનું જાદરિયું પણ કરી દેશે.......શું સમજ્યા ?' આમ કહી તેમણે જીભનો રસ ગળે ઉતાર્યો.

'પણ ખેડૂત અહીં ક્યાં મળે !'

'વાહ ! ખેડૂત તો બધે હોય. જરા ગોતવો પડે. કામ કરવું પડે એટલે બેટો ક્યાંક સંતાઈ બેઠો હશે !'

એકદમ આનંદમાં આવી બેઉ સિવિલિયનો કૂદકો મારી ઊભા થઈ ગયા, ને ખેડૂતને શોધવા લાગ્યા.

બીજો આખો દિવસ એમણે શોધ ચલાવી ત્યારે છેક સાંજે એમણે એક લાંબા પહોળા કદાવર આદમીને, હાથનું ઓશીકું કરી ચતોપાટ પડેલો જોયો. કામચોરની આ શરમ ભરેલી રીતભાત જોઈ બંનેને વાજબી ગુસ્સો ચડ્યો.

'ઊંઘે છે, આળસુના પીર ! શરમ નથી આવતી ?

અડતાલીસ કલાકથી અહીં બે સિવિલિયન સાહેબો ભૂખે પેટે પડયા છે ને તું ઘોરે છે! ફરજનું પણ ભાન નથી તને!'

માણસ આંખો ચોળીને ઊઠયો. ઊંઘમાં ખલેલ પહોંચાડનારને બે ચોડી દેવાનું એને મન થયું, પણ કોટ પાટલૂન ને હેટમાં સજ્જ સાહેબોને જોઈ એ ગમ ખાઇ ગયો. એમની તહેનાતમાં એ ખડો થઈ ગયો.

પહેલાં તો એણે ઝાડ પર ચડી સાહેબોને જોઇએ એટલાં ફળ ચૂંટી આપ્યાં. પછી ખેતરોમાં હડી કાઢી શાક તરકારી ને અનાજ લઇ આવ્યો, ને દેવતા સળગાવી શાક બાટી બનાવીને એણે સાહેબોને જમાડયા. ખાતાં વધ્યું ત્યારે સાહેબોએ ઉદારદિલ થઈ કહ્યું: 'ભલે એ આળસુ થોડું ખાતો.'

જમ્યા પછી છોટા કમિશ્નરે કહ્યું: 'એઈ એદી, મારા બૂટની દોરી ખોવાઈ ગઈ છે, તું બીજી બનાવી લાવ.' એદીએ પોતાના માથાના વાળમાંથી, સાહેબના બૂટની દોરી બનાવી દીધી.

બંને સિવિલિયનો એદીની વફાદારીથી સંતુષ્ટ થયા. તેઓ મનમાં બોલ્યા: 'સિવિલિયન થવામાં મજા છે. કારણકે સિવિલિયન કદી ભૂલ કરતો નથી.'

પછી એદીએ થોડું સૂવાની રજા માગી.

'ભલે, પણ પહેલાં અમને એક જાડું દોરડું બનાવી આપ.' છોટા કમિશ્નરે કહ્યું. સરકાર માબાપ હતા અનુભવી,

પણ આ દોરડાનું રહસ્ય તત્કાળ તેમની સમજમાં આવ્યું નહિ. બેટીએ શણ લાવી, પલાળી, કૂટી, વણી દોરડું બનાવ્યું. છોટા કમિશ્નરે તે વડે તેના બે હાથ ઝાડ સાથે બાંધ્યા જેથી એ રાતે નાશી જાય નહિ.

દિવસ પર દિવસ જવા લાગ્યા. માણસ હવે એવો અનુભવી બની ગયો હતો કે હાથમાં બાટી પકાવતો. બંને સિવિલિયનો ખાઈ પીને તગડા થતા જતા હતા.

એક દિવસ છોટા કમિશ્નરે કહ્યું: 'અહીં શું ખોટું છે ? કામ કશું કરવાનું નહિ, ભાડું ભરવાનું નહિ, ને મફતનું ખાવાનું. મુંબઈમાં આપણું પેનશનનો આંકડો ચડતો જ જાય છે, ચડતો જ જાય છે. નુકસાન શું છે ?'

એક દિવસ જમ્યા પછી છોટા કમિશ્નરે કહ્યું: 'ડાર્વિનના ઉત્ક્રાન્તિવાદના સમર્થનનું છેલ્લું પ્રમાણ અમેરિકન ડૉ. હૉપકિન્સને પૂર્વ ઓસ્ટ્રેલિયામાંથી મળી આવ્યું છે તે વિષે તમે શું ધારો છો ? મારો તો મૂળમાંથી જ વાંધો છે. ડાર્વિન સાહેબ હતા, પણ એમણે વાંદરાંમાંથી માણસ પાકવાનો ગોળો જ ગબડાવ્યો હોય એવું લાગે છે.'

સરકાર માબાપે જવાબ દીધો: દિ' ઊગે છે ને નીત નવી સ્ટીમરમાં સાહેબોનાં ટોળાં આપણા દેશમાં આવે છે એ પરથી જ સિદ્ધ થાય છે કે ડાર્વિન સાચો છે. વાંદરાંમાંથી માણસો ન થતાં હોય તો દુનિયામાં આટલી વસતી હોય ક્યાંથી ?

છોટા કમિશ્નર વિચારમાં પડી ગયા.

* * *

ગમે તેમ, પણ છેવટે બંને સિવિલિયનોને કંટાળો આવ્યો. હવે રહી રહીને તેમને મુંબઇનો તેમનો ખાનસામો યાદ આવવા માંડયો હતો. કોઇ કોઇ વાર તેમની આંખોમાં આંસુ આવી જતાં હતાં.

તેથી તેમણે પેલા એદીને ભીડાવવા માંડયો: 'અમને મુંબઈ લઈ જા !'

નવાઈની વાત એ નીકળી કે એદી એક વખત મુંબઈ જઈ આવેલો હતો; ત્યાં એને એક મોટા સાહેબને ઘેર કાણા પડિયામાં ચા પીવાને અપાઈ હતી, જે ગળે ઊતરે તે પહેલાં જમીન પર ઊતરી ગઈ હતી જેથી ટાઈલ્સનું સુંદર આંગણું ગાળો ખાતાં ખાતાં તેણે ધોવું પડયું હતું.

'અમે મુંબઇના સિવિલિયન સાહેબો છીએ.' બંને જણાએ ગર્વથી કહ્યું. 'અમે તને આજ દિન તક કેટલી સરસ રીતે રાખ્યો છે! એ ઉપકાર શું તું ભૂલી જઈશ?'

ના, ઉપકાર ભૂલે તેવો એ નહોતો. રાત ને દિવસ માથે કરી એણે ઝાડો કાપીને એક નાનકડી હોડી બનાવી.

'અરે ગધ્ધા! તારે તે અમને બેઉને ડુબાડી મારવા છે શું?'

'એ શું બોલ્યા, સરકાર માબાપ! ચાર દિવસમાં તમને મુંબઈ ભેગા ના કરું તો કહેજો!'

હોડીમાં બેઉ સિવિલિયન સાહેબોને બેસાડી એ એદી નીકળ્યો. રસ્તામાં પવન પડી જાય, કે તોફાનો થાય તો

બંને જણા 'આળસુના પીર ! જંગલી ! બુધ્ધુ, જલદી હાંક ! જાણે છે તું કોને લઇને નીકળ્યો છ તે ?' વગેરે વગેરે એટલું બધું એને સંભળાવતા કે એનું વર્ણન કરતાં જીભ થાકી જાય છે ને લખતાં કલમ ચાલતી નથી !

છેવટે મુંબઈનો કિનારો દેખાયો. બંને જણે ચૂંચી આંખો કરીને જોયું: 'પેલો ગેટવે ઓફ ઇન્ડિયા !' 'પેલી તાજમહાલ હોટેલ !'

બેઉ સિવિલિયનોનો તાજા માજા થઈને ઘેર આવેલા જોઈ તેમના ખાનસામા ખુશ થયા. ચાનાસ્તો કરી, દસ્તરીબંધ કપડાંમાં સજ્જ થઈ બંને સીધા સરકારી તિજોરીએ ગયા. ને ચડેલું પેન્શન લઈ આવ્યા. રૂપિયા !—કેટલા ? એ ગણતાં જીભ થાકી જાય છે ને લખતાં કલમ ચાલતી નથી !

અને, એ બંને સદ્ગૃહસ્થો એમના 'એદી' નોકરને ભૂલી ન ગયા; એને ચાનો પડિયો ને નિકલની બેઆની આપી તેમણે કહ્યું: 'જા, મજા કર મુંબઈમાં ! નામદાર સરકાર તારી વફાદારી પર ખુશ છે !'

# જાપાની રજાઈ

ચિત્રકાર રવિશંકર રાવળ જાપાન ગયા ત્યારે એક શહેરમાં તેમણે એક વીશીમાં મુકામ કર્યો હતો. વીશીવાળાએ તેમને એક સુંદર ઓરડો કાઢી આપ્યો. રવિભાઈનું કલાપ્રિય મન ઓરડાની સ્વચ્છતા, સુઘડતા અને કલામયતા જોઈ ખુશ થયું.

જાપાનમાં લોકો ભોંય પર પથારી કરી સૂઇ જાય છે. છે. ઓઢવા પાથરવા માટે સાત આઠ ફૂટ લાંબી પહોળી રજાઇઓ વાપરે છે. રજાઇઓ પર એવા ફૂલબુટ્ટા પાડેલા હોય છે કે જોતાં જ આંખ ઠરી જાય. રવિભાઇ આ રજાઇઓ પર પહેલેથી જ પ્રસન્ન હતા. એવી એક રજાઇની કારીગરી રવિભાઇ નીરખતા હતા એટલામાં, પોતાના આ હિંદી અતિથિની ખબર કાઢવા વીશીવાળો અંદર આવ્યો.

રજાઈને આમતેમ ઊંચીનીચી કરીને તપાસતા રવિભાઈને જોઈ વીશીવાળાએ જરા હસીને કહ્યું: 'ગભરાતા નહિ, રજાઈમાંથી કોઇ છોકરાં નહિ રડે!'

રવિભાઇ, કાંઈ ન સમજાવાથી વીશીવાળાની સામે તાકી રહ્યા. વીશીવાળાએ કહ્યું: 'મારા શબ્દો તમને ન સમજાય એમાં નવાઈ નથી. પણ હું ખરું કહું છું. એક વખત મારે ત્યાં એવી રજાઈ આવી હતી. જે ઓઢે તેને છોકરાં વાતો કરતાં સંભળાય. એક છોકરો કહે: ભાઈ! ભાઇ! તને ટાઢ વાય છે? જવાબમાં બીજો કહે: ભાઈ! તને વાય છે?'

રવિભાઇને વાતમાં રસ પડયો. તેમણે પૂછયું: 'આ તો કોઈ નવાઇની વાત કરો છો તમે! રજાઇ તે કદી બોલતી હશે?'

વીશીવાળાએ કહ્યું: 'સાચું કહું છું તમને. મેં જ્યારે આ વીશી શરૂ કરી ત્યારે મારી પાસે બહુ મુડી નહોતી. થોડી સસ્તી રજાઈઓ બજારમાંથી લઈ આવીને મેં ધંધો શરૂ કર્યો હતો. પહેલે જ દિવસે એક મુસાફર આવ્યો; તેને ઓઢવા મેં પેલી રજાઇ આપી. મુસાફર દીવો બંધ કરી રજાઇ ઓઢીને સૂઇ ગયો કે એને કાને શબ્દો સંભળાયા:

'ભાઈ! ભાઈ! તને ટાઢ વાય છે?'

'ભાઈ! તને વાય છે?'

મુસાફરને થયું કે કોઇ બે છોકરા પડખેના ઓરડા-માંથી પડદો ખસેડી એના ઓરડામાં ઘુસી ગયા છે, ને વાતો કરે છે. તેથી એણે પથારીમાં પડયે પડયે જ બૂમ મારી: 'અલ્યા એ! જતા રહો અહીંથી! ખાલી શું કામ

મારી ઊંઘ બગાડો છો ?' થોડીવાર અવાજ બંધ થઇ ગયો, પણ પછી જ્યાં એને રજાઈ ઓઢવાને ખેંચી કે શબ્દો સંભળાયા:

'ભાઇ ! ભાઈ ! તને ટાઢ વાય છે ?'

'ભાઈ તને વાય છે ?'

થોડીવાર વીશીવાળો ચૂપ રહ્યો. રવિભાઈને હવે વાતમાં ખરેખરો રસ પડયો હતો. તેમણે પૂછ્યું: 'હં, પછી શું થયું ?'

વીશીવાળાએ વાત આગળ ચલાવી:

'મુસાફર હવે ચીડાયો. તેણે ઊભા થઇ મિણબત્તી સળગાવી, પણ ઓરડામાં કોઇ દેખાયું નહિ. વખતે રજાઈ-ઓમાં કોઇ સંતાયું હોય એમ સમજી તેણે બધી રજાઇઓ ઊંચોનીચી કરી જોઈ, પણ કોઈ હોય તો દેખાય ને ? દીવો બળતો રાખી તે સૂઇ ગયો. પણ રજાઈ માથા પર ખેંચી કે અવાજ શરૂ થઈ ગયો:

'ભાઈ ! ભાઈ ! તને ટાઢ વાય છે ?'

'ભાઈ ! તને વાય છે ?'

તેને ખાતરી થઈ કે નક્કી આ રજાઇમાંથી અવાજ આવે છે. પણ રજાઇની અંદર રૂ ભરેલું હતું, છોકરાં નહોતાં ભરેલાં. ત્યારે આ અવાજ ક્યાંથી ?

અવાજ ક્યાંથી એ નહિ સમજાવાથી બિચારો ગભરાયો. સીધો મારી પાસે આવ્યો, ને કહે: 'તમારા પૈસા થાય તે લઇ લો. મારે અહીં નથી રહેવું.'

મેં પૂછ્યું: 'કેમ નથી રહેવું?'

તે કહે: 'એ વાતમાં ઊંડા ઊતરવામાં સાર નથી.'

મેં ખૂબ આગ્રહ કર્યો ત્યારે તેણે કહ્યું કે રજાઈમાંથી બે છોકરાંનો અવાજ આવ્યા કરે છે ને ઊંઘવા દેતો નથી.

હું ભૂતપ્રેતની વાતોમાં માનતો નથી, એટલે આવું સાંભળી મને ગુસ્સો ચડયો. મેં કહ્યું: 'અહીંથી જવું હોય તો જાઓ, પણ આવાં ગપ્પાં હાંકી મારી વીશીને વગોવશો નહિ.'

બીજે દિવસે બીજો મુસાફર આવ્યો. રાતે વાળુ કરી અમારી સાથે ટોળટપ્પાં મારી એ સૂઇ ગયો. થોડીવાર થઇ ન થઇ ત્યાં તો એણે મને બૂમ પાડીને જગાડયો. એને શ્વાસ ચડી ગયો હતો. કેટલી વારે એને શાંત પાડયો ત્યારે એણે કહ્યું: 'આ તે ઘર છે કે ભૂતખાનું?'

મેં કહ્યું: 'કેમ, શું છે?'

એ કહે: 'રજાઈમાં તે રૂ ભર્યું છે કે છોકરાં ભર્યાં છે? જરાક ઓઢયું કે અવાજ આવ્યો જ છે.'

'ભાઈ! ભાઇ! તને ટાઢ વાય છે?'

'ભાઇ! તને વાય છે?'

આમ બોલ્યા જ કરે છે! ના બાપ! નથી રહેવું મારે આ વીશીમાં.'

રાતોરાત એ ચાલ્યો ગયો.

ત્રીજે દિવસે પણ એવું બન્યું.

હવે મને વહેમ પડયો કે માનો ન માનો પણ

રજાઇમાં કંઇક છે. ચોથે દિવસે હું જ એ રજાઇ ઓઢીને સૂઇ ગયો. સૂતો કે તરત અવાજ સંભળાયો:

'ભાઇ ! ભાઇ ! તને ટાઢ વાય છે ?'

'ભાઇ ! તને વાય છે ?'

બરાબર છોકરાઓનો જ અવાજ! ખૂબ સ્પષ્ટ—પણ ગળામાં ઘુંટાતો, થથરતો ! હવે મને ખાતરી થઈ ગઈ કે મુસાફરોની ફરિયાદ સાચી હતી.

બીજે દિવસે એ રજાઇઓ જે દુકાનેથી મેં લીધેલી ત્યાં હું ગયો. દુકાનવાળાને પૂછતાં તેણે એક ફેરિયાનું નામ દીધું. ફેરિયાને પૂછતાં મને એક ઘરધણીનું નામ મળ્યું. એ માણસે જૂના માલ ભેગી આ રજાઇ ફેરિયાને વેચી દીધી હતી.

તપાસ કરતાં માલમ પડયું કે ગામ છેવાડે એક ઘરની નાનકડી ખોલીમાં એક અતિ ગરીબ કુટુંબ રહેતું હતું—સ્ત્રી, પુરુષ અને બે છોકરા. પુરુષ મહેનતમજૂરી કરી બે પૈસા કમાતો, ને કુટુંબનું ગુજરાન ચલાવતો. એને અકસ્માત નડયો, ને દવાખાનામાં મરી ગયો. કમાનારું કોઇ રહ્યું નહિ. એક છ વરસનો, ને બીજો આઠ વરસનો—બે છોકરા. મોટો છોકરો આખો દિવસ અહીં તહીં રવડી રખડી કોઇ દિવસ કંઇક રળી લાવે. એટલામાં મા માંદી પડી. દવાદારૂ તો શું થાય ? પણ માની સેવાચાકરીમાં છોકરો ઘરની બહાર નીકળી શકે નહિ. થોડા દિવસમાં મા મરી ગઇ. મોટો છોકરો નાનાને ખોળામાં લઇને માબાપને યાદ કરી કરી રોવા લાગ્યો. એકબે દિવસ ગયા ન ગયા ત્યાં ઘરધણીની ઉઘરાણી આવી: ખોલીનું ભાડું ભરી દે, નહિ તો ખોલી

ખાલી કર ! નાના ભાઈને આંગળીએ વળગાડી મોટો ઘરની બહાર નીકળ્યો. ઘરના બીજા સરસામાનનો ભાડા પેટે કબજો લેવાયો. એક રજાઇ માત્ર બે ભાઈઓ પાસે રહી. શિયાળાની કડકડતી ટાઢ—માણુસ ઘડીકમાં ઠરીને લાકડું થઇ જાય. બંને ભાઇ એકબીજાને બાઝીને રસ્તાની પગથી પર રજાઈમાં લપેટાઇને સૂઈ ગયા. પણ એક રજાઇથી ટાઢ રોકાતી નથી. ટાઢને લીધે જોરથી એકબીજાને બાઝી રહીને, મોટો ભાઈ નાના ભાઇને પૂછ્યા કરે:

'ભાઈ ! ભાઈ ! તને ટાઢ વાય છે ?'

જવાબમાં નાનો પૂછે: 'ભાઈ! તને વાય છે ?'

શ્વાસ રહ્યો ત્યાં લગી તેમણે આવી રીતે એકબીજાની ચિંતા કર્યા કરી.

સવાર થતાં લોકોએ જોયું તો ફૂટપાયરી પર બે નાના છોકરાઓ એકબીજાને બાઝી પડીને, ટાઢથી મરી ગયા હતા. એમના શરીર પરથી રજાઇ કોઈ ખેંચી ગયું હતું !

એ રજાઈ ફરતી ફરતી મારી પાસે આવી. આવડા મોટા નગરમાં, બે નિરાધાર બાળકો ઓઢણુ પાથરણુ વગર, ટાઢે થીજીને મરી ગયા એ જેવી તેવી શરમની વાત છે ? તેમનું મૃત્યુ આખા સમાજની સામે ફરિયાદ રૂપે ઊભું છે. તેથી જ તેમના મરતી વખતના શબ્દો કોઈ ગેબી રીતે એ રજાઈમાં વસી ગયા ને એ રજાઈ દ્વારા આખી દુનિયાના કાને સંભળાયા. તમે શું ધારો છો આ સંબંધમાં ?'

રવિભાઈની આંખો વાત સાંભળી ભીની થઇ હતી. તેમણે કહ્યું: 'તમારું ધારવું ખરું છે. અમારા ભાવનગરમાં એક બાઇ ગૃહકલેશથી ત્રાસી બે વરસના બાળકને લઈ કુવામાં પડી મરી ગયેલી. આજે પણ કોઈ એ કુવામાં ઊતરે છે તો તેને કુવામાંથી મા ! મા ! એવી બાળકની ચીસો સંભળાય છે. આ તો દુઃખીની કકળતી આંતરડીનો સાદ છે. અમારા દેશના એક ભકતકવિ કહી ગયા છે કે 'મૂએ ઢોરકે ચામસે લુહા ભસ્મ હો જાય !'

વીશીવાળાએ કહ્યું: 'રજાઈની વાત સાંભળી આખા નગરમાં શોર મચી ગયો. લોકો પેલા ઘરધણી પર ઊશ્કેરાઈ ગયા ને ભાંડવા લાગ્યા કે તેં આ બે બાળકોનાં ખૂન કર્યાં ! પણ એમાં એનો બિચારાનો શો દોષ ?'

'કેમ નહિ ? આ બાળકો કયાં જશે એ જોવાની એની ફરજ નહોતી ?'

'પણ મારી નજરે દોષ આખા સમાજનો છે. આપણે આજે ધન કમાઈ લેવા પર મંડ્યા છીએ. આંખો ઉઘાડી જોવાની, કે કાન માંડી સાંભળવાની યે આજે આપણને ફુરસદ નથી. બિચારો ઘરધણી યે શું કરે ? એની સ્થિતિ સારી હોત તો પોતાને જ રહેવાના ઘરની ખોલી ભાડે આપે ખરો ? મહિનાના આઠબાર આનાના ભાડાનો લોભ કરવો પડયો, એ ઘરધણી કેવો હશે ?'

'વારૂ, એ રજાઇ અત્યારે કયાં છે ?'

'એ રજાઈ, પછી મેં જગદંબાના મંદિરમાં ભેટ

ધરી દીધી. એ દિવસથી એ બોલતી બંધ થઇ ગઈ છે.' વીશીવાળાએ કહ્યું.

'કારણકે હવે એણે બોલવાની જરૂર રહી નથી. બાળકોની ફરિયાદ એણે આખા ગામમાં સંભળાવી દીધી— એણે એનું કર્તવ્ય બજાવ્યું.' રવિભાઈએ કહ્યું.

હું પણ એવું સમજું છું, અને એથી જ મારે ત્યાં આવનાર દરેક પ્રવાસીને હું આ વાર્તા નીત નવા ઉત્સાહથી કહી સંભળાવું છું. હું એને મારું કર્તવ્ય સમજું છું.'



જાપાનનો પ્રવાસ પૂરો કરીને ઘેર આવ્યે રવિભાઇને આજે ઘણાં વરસ થઈ ગયાં, પણ હજી એમના મનમાં એ જાપાની રજાઇની વાત એવી ને એવી તાજી છે.

## કાઠિયાવાડી આહીરનું ચિત્ર

ખરેખર આ પ્રમાણે બનેલું કે કેમ તે કહેવું અઘરું છે. પણ બધો આધાર શ્રી હરિપ્રસાદ વિ. જાનીના શબ્દો ઉપર છે. તેઓ કલાકાર છે.

શ્રી હરિપ્રસાદે એક મસ્તક ચીતરવું શરૂ કર્યું હતું; બીજે દિવસે દશ વાગે તે જોવા માટે તેઓ પોતાના ચિત્ર-ગૃહમાં ગયા. તેમણે જે પ્રમાણે વાત કરી તે પ્રમાણે હું તો લખું છું. તેઓ એક કાઠિયાવાડી આહીરનું મસ્તક ચીતરતા હતા, અને તેમણે ચિત્રનું નામ 'ચોકીદાર' આપવાનું વિચારેલું—જો કે તે નક્કી નહોતું. આટલે સુધી તેઓ સ્પષ્ટવક્તા છે અને એમનું વર્ણન અક્ષરેઅક્ષર સાચું છે. તેમણે એ આહીરને ભાવનગરની બજારમાં જોયો હતો, અને આજન્મ ચિત્રકારની ત્વરાથી એકદમ તેની છબી પોતાના મનમાં ઉતારી લીધી હતી.

હરિપ્રસાદ ચીતરતાં ચીતરતાં ચિત્રને કહેતા: 'જરા નીચો નમ; પેલી તરફ જો તારું ધણ ખોળતો હોય તેમ.'

એ કહેતોઃ 'દાંત ભચડ નહિ. મારે કંઈ તારાં જડબાં નથી ચીતરવાં. જરા મોઢું ચિંતાતુર દેખાડ.'

રાતના આરામ પછી, ચિત્ર નિશ્ચિતપણે અસંતોષ-કારક માલમ પડ્યું. હરિપ્રસાદે કહ્યું: 'ડોકમાં પેલી હાંસડી —ઠીક છે....પણ.....'

સ્ટુડિયોમાં ફરી તેણે જુદા જુદા કોણથી ચિત્રને જોવા માંડ્યું. પછી એણે એક ગાળ ઉચ્ચારી. અસલ લખાણમાં એ લખેલી છે.

'આહીરનું ચિત્ર—કાઠિયાવાડી આહીરનું ચિત્ર—માત્ર છબી.' આવું તે બોલ્યો એમ તે કહે છે. 'જો જીવતો આહીર હોત તો મને કશું ન લાગત. પણ કોણ જાણે કેમ હું વસ્તુને જીવંત કરી શકતો નથી. મારી કલ્પના તો ખોટી નહિ હોય?'

આમાં પણ સત્ય છે. એની કલ્પના ખોટી છે.

'પેલો જીવંત સ્પર્શ! કેનવાસનો ટુકડો લો, રંગ લો અને મનુષ્યની સૃષ્ટિ કરો—માટીમાંથી જેમ માનવી બન્યો તેમ. પણ આ! રસ્તામાં ફરવા નીકળતાં આ તમને સામો મળે તો તમે તરત કહી દો કે એ જીવતો માનવી નથી, સ્ટુડિયોનું ચિત્ર છે! નાનાં છોકરાં પણ ઓળખી જાય. જરા માવજત—હં, પણ આ જેવું છે તેવું તો નહિ ચાલે.'

ઊભા થઈ તેણે બારીના પડદા ચડાવવા માંડ્યા. બારીના નીચલા ચોગઠામાં ગરગડીઓ મૂકેલી હતી, તેથી નીચેથી ખેંચવાથી વધારે અજવાળું આવતું હતું. તેણે મેજ

પરથી પીંછી, રંગ, પેનસિલો વગેરે સાધનો લીધાં. પછી તે ચિત્રની નજીક ગયો, અને ચિત્રના મોંના ખૂણામાં ભૂખરા રંગનું ટપકું મૂકયું. ત્યાંથી તેણે તેની આંખના ડોળા તરફ નજર નાખી. પછી એણે નક્કી કર્યું કે હડપચી જરા વધારે પડતી ચંચળ છે.

તરત પોતાનાં ઓજારો હેઠાં મૂકી, હોકલી સળગાવી એ પોતાના કામનું નિરીક્ષણ કરવા બેઠો.

તે બોલી ઊઠયો: ‘મારા બાપના સમ, આ મારી સામે દાંતિયાં કરે છે!’

હરિપ્રસાદ હજી પણ માને છે કે ચિત્ર તેની સામે દાંતિયાં કરતું હતું.

આકૃતિ વધારે જીવંત તો બની જ હતી. પણ એની ઇચ્છા પ્રમાણે નહિ. દાંતિયાં વિષે શંકાને કંઈ સ્થાન નહોતું. ‘દ્વારકાપથનો ચોકીદાર!’ બરાબર બંધબેસતું ને અર્થ-સૂચક નામ છે! પણ ડાળાં ભવાં જોઇએ તેવાં ચડેલાં નથી.’ હરિપ્રસાદ બોલ્યો.

ઊભા થઈ તેણે ભવાં સુધાર્યાં; અને મધ્યયુગનું બરાબર સૂચન કરવા માટે કાનની બૂટ જરા લાંબી કરી. વળી તેણે વિચાર કરવા માંડયો. તે બોલ્યો: ‘ચોકીદાર ગૂમ થઇ ગયો લાગે છે. તો પછી આનું નામ ‘પહાડી પુષ્પ’ શા માટે ન રાખવું? પણ એ અતિ સામાન્ય છે. ‘દાનો દુશ્મન?’— પણ એમાં દમ નથી. બખતર પહેરાવીએ પણ એ શોભશે

નહિ. તો 'ગુફાવાસી ?' એમાં જરા રહસ્ય છે, પણ પ્રાચીન ભારતવર્ષના ઇતિહાસનું દર્શન એમાં છે.'

તે બોલ્યો: 'ખૂણામાં એક સોનેરી મશાલ ચીતરી હોય તો ? પણ રંગનો મેળ નહિ ખાય.'

એને કંઈ ન સમજાય તેવો અગમ્ય ભય લાગવા માંડયો હતો. તે દાબી દેવા માટે તે આવો બબડાટ કરતો હતો એમ તેનું કહેવું છે. પ્રસન્ન મધુરતાને બદલે ચિત્ર કંઈક જૂદો જ ભાવ પ્રગટ કરતું હતું એ વિષે કંઇ શંકા નહોતી. તેમ છતાં, પહેલાં કરતાં એ વધારે ને વધારે જીવંત બની રહ્યું હતું એ ચોક્કસ. આજ પહેલાં એણે ચીતરેલા કોઇ પણ ચિત્ર કરતાં એ વધારે જીવંત લાગતું હતું.

એ બોલ્યો: 'એનું નામ પાડો 'એક સજ્જન !' અથવા 'સાચો સજ્જન !'

'નહિ ચાલે. 'હરિપ્રસાદ પાછો બોલી ઊઠયો. જેમ તેમ કરી હિંમત ટકાવી રાખવાનો એ પ્રયાસ કરતો હતો. 'એવા નામમાં કોઇ ઊંચી અભિરૂચિ પ્રગટ થતી નથી. આ નાકનું ટેરવું ઊંચું ઊચું ચડી ગયું છે તે મટાડવું પડશે. એ ગયું, અને પછી આંખમાં જરા આગ ઉમેરાઈ કે—એની આંખો પહેલાં કેવી ઉષ્મા ભરી હતી એ ભૂલી ગયો ? પછી એ—'પ્રવાસી પથિક' નામ સરસ લાગશે. પણ આ ભૂતિયો ચહેરો નહિ ચાલે—આ દેશમાં તો નહિ જ.'

વળી તે બોલ્યો: 'જરા થોડી ચોકસાઇની ખામી છે. ભવાં વધુ વાંકાં છે.' વધારે પ્રકાશ મેળવવા વળી તેણે પડદો ઊંચો ચડાવ્યો, અને હાથમાં કલમ લીધી.

કેનવાસ પરનો ચહેરો કોઈ સ્વતંત્ર પ્રાણથી જીવંત લાગતો હતો. પણ દુષ્ટતાનો ભાવ શાથી દેખાતો હતો તેની ખબર પડતી નહોતી—પ્રયોગ કરી જોવાની જરૂર હતી. ભવાં તો એવાં નહિ હોય?—ભવાં હોવાનો સંભવ જ નથી. છતાં તેણે તેમાં ફેરફાર કર્યો. પણ ફેરફારથી કશો ફાયદો થયો નહિ; ઊલટું, ચહેરો જરા વધારે દુષ્ટતાભર્યો દેખાવા લાગ્યો. મોંનો ખૂણો તો એવો નહિ હોય? ઊંહ! જરા કરડાકી છે, પણ ઉપર પીંછી ફેરવતાં એ અપશૂકનિ-યાળ દેખાવા લાગ્યો. તો પછી આંખ એવી હશે? ઉપાધિ! ભૂરાને બદલે તેણે હીંગળોકિયા રંગમાં પીંછી બોળી હતી, અને છતાં તે ભૂરો રંગ છે એવું તેને લાગતું હતું! હવે એને આંખોના ડોળા ફરતા હોય એવું લાગ્યું; આગ ભરેલી આંખે જાણે કોઈ તેની સામે તાકી રહ્યું હતું! ગુસ્સામાં અથવા મરણિયાપણાની હિંમતમાં તેણે લાલ રંગમાં બોળેલી પીંછી ચિત્રની ઉપર ફેંકી. અને એક અજબ વાત બની—ખરેખર બહુ વિચિત્ર ઘટના બની—જો એ બની હોય તો.

એની સામે ઊભેલા પ્રેત જેવા દેખાતા આહીરે પોતાની આંખો મીંચી દીધી, મોં બંધ કર્યું અને હાથ વડે પોતાના મોઢા પરનો રંગ લૂછી નાખ્યો.

પછી એ આગભરી આંખ ફરી ઊઘડી—હોઠ ઊઘડતા હોય તેવો અવાજ થયો, અને ચહેરા પર હાસ્ય ફરક્યું.

‘ તમે જરા ઉતાવળ કરી!’ ચિત્રે કહ્યું.

હરિપ્રસાદ જણાવે છે કે જે થવાનું હતું તે થઈ

ચૂકયું હતું એટલે હવે એની સ્વસ્થતા પાછી આવી. તેણે મન મનાવવા માન્યું કે ભૂતાવળ પણ છેવટે તો સમજુ જીવોની બનેલી છે.

હરિપ્રસાદે કહ્યું: 'તો પછી હું તને ચીતરું છું ત્યારે તું ઘડીએ. ઘડીએ શું કરવા હાલ્યા કરે છે? શું કરવા નાકનું ઢીંચકું ચડાવે છે? શું કરવા દાંતિયાં કરે છે?'

'હું એવું કશું જ કરતો નથી.' ચિત્રે કહ્યું.

'તું કરે છે.' હરિપ્રસાદે કહ્યું.

'નહિ, તું કરે છે.' ચિત્રે કહ્યું.

'હું નહિ—તું.' હરિપ્રસાદે કહ્યું.

'તું જ, તું.' ચિત્રે કહ્યું. 'નહિ, હવે મને રંગનો કૂચડો મારતો નહિ, કારણકે હવે કંઇ કરવાનું રહ્યું નથી. આજ સવારનો તું મારા મોઢા પર ભાવ લાવવા કોશીશ કરી રહ્યો છે, પણ મારે કહેવું જોઇએ કે તારું ચિત્ર કેવું દેખાવું જોઇએ એ વિષે તને કશો જ ખ્યાલ નથી.'

'ખ્યાલ છે.' હરિપ્રસાદે કહ્યું,

'નથી, નથી.' ચિત્રે કહ્યું: 'તારાં ચિત્રો વિષે તને કદી કશો ખ્યાલ હોતો નથી. તારે શું કરવું છે તેના ઓછામાં ઓછા ખ્યાલ સાથે તું ચીતરવા બેસે છે. તારે કંઇક સુન્દર ચીતરવું છે—એ વિષે તને ખાતરી છે,—કદાચ તારે કંઈ ભક્તિભાવ પ્રેરે તેવું ચીતરવું છે કે કંઇક કરૂણ ચીતરવું છે. ચીતરવું છે એટલું જ, બાકી એથી આગળ તને

કશી જ ખબર નથી. તું માત્ર પ્રયોગો કરે છે, ને તર્ક ઉપર આધાર રાખે છે. ભલાદમી ! તું શું એમ ધારે છે કે તું ધારે છે તેવું તું ચીતરી શકે ? '

અહીં મારે યાદ દેવડાવવું જોઇએ કે હવે પછી જે બને છે તે વિષે આપણી પાસે માત્ર હરિપ્રસાદની સાક્ષી છે.

' હું મારી મરજી પ્રમાણે ચિત્ર ચીતરીશ.' હરિપ્રસાદે ઠંડે કલેજે કહ્યું.

આ સાંભળી ચિત્ર જરા અસ્વસ્થ બન્યું હોય એવું લાગ્યું. તેણે ટીકા કરી: ' પ્રેરણા વગર તું કેવી રીતે ચીતરી શકવાનો હતો ? '

' પણ મને પ્રેરણા મળી હતી—આ ચિત્ર માટે તો ખરી જ.'

' પ્રેરણા ! ' ચિત્રે નાકનું ટીંચકું ચડાવી કહ્યું: ' એને પ્રેરણા કોણ કહે ? એ તો તુક્કો હતો ! બારી આગળ ઊભેલા એક આહીરને જોઈ તને એ સૂઝ્યો હતો. ચોકીદાર ? હા ! હા ! ચીતરાશે ત્યારે કંઈક તો હશે જ ને, એમ સમજી, તું ચીતરવા બેઠો હતો—તેં જે કર્યું તે હું કહું છું. અને તને એ કામે બેઠેલો જોઈ હું આવ્યો. કારણકે મારે તારી સાથે થોડી વાત કરવી છે ! '

ચિત્રે આગળ ચલાવ્યું:

' તારે મન કલાની કિંમત નથી. તું કુંભાર છે. કોણ જાણે કેમ, પણ તું તારા આત્માને એમાં તરબોળ કરી

શકતો નથી. તું વધારે પડતું ભણ્યો છે. તે જ તને નડે છે. તું તારા ઉત્સાહમાં મનમનથી બોલ્યા કરે છે કે આવું મેં પહેલાં કદી ચીતર્યું નથી. અને....'

'અહીં જો.' હરિપ્રસાદે કહ્યું. તેણે આ ભૂતની પાસેથી ટીકાની આશા નહોતી રાખી. 'તારે શું મારી સાથે ધંધા વિષે વાત કરવી છે ?'

આમ કહી તેણે બાર નંબરની પીંછી લાલ રંગમાં બોળી.

ચિત્રે કહ્યું: 'ખરેખરો કલાકાર હમેશાં અભણ માણસ હોય છે. જે કલાકાર પોતાના કામ વિષે સિદ્ધાન્તો તારવ્યા કરે છે તે કલાકાર મટી જાય છે અને વિવેચક બની જાય છે. કનુ દેસાઈ....હું પૂછું છું કે એ લાલ રંગ તેં શું કરવા લીધો છે ?'

'મારે તને ચીતરી કાઢવો છે !' હરિપ્રસાદે કહ્યું: 'હુ તારો બબડાટ સાંભળવા ઈચ્છતો નથી. હું ધંધાદારી કલાકાર છું એટલે તું એમ ધારતો હોય કે હું તારી સાથે ધંધા વિષે વાત કરીશ તો તું ભીંત ભૂલે છે.'

'જરા રહો !' ચિત્રે કહ્યું. તેના અવાજમાં ચોખ્ખો ભય વરતાતો હતો. હું તને એક બક્ષિસ આપું છું—ખરેખરી બક્ષિસ. હું જે કહું છું તે શબ્દશ: સાચું કહું છું. તારામાં પ્રેરણાનો અભાવ છે. વારુ, તમે 'બુદ્ધનું ગૃહાભિગમન,' 'પદ્મિની' અને એવાં ચિત્રો વિષે તો જરૂર સાંભળ્યું હશે, અને—'

'છટ !' હરિપ્રસાદે કહ્યું: 'એક સારું ચિત્ર ચીતરવાના લોભમાં પડી હું તારા જેવા શેતાનનો ઉપકાર માથે લઈ મારા આત્માની અધોગતિ માગી લઈશ એમ શું તું સમજે છે? એવું ચિત્ર ચીતરી પ્રદર્શનમાં મૂકવાથી મને શું મળવાનું ? અધોગતિ કે બીજું કંઈ? ચલ !'

તેનું લોહી ગરમ થઇ ગયું હતું. એ કહે છે કે ભયને લીધે એ બહુ ચંચળ બની ગયો હતો; એનામાં ભારે હિંમત આવી ગઈ હતી. તેથી તેણે લાલ રંગનો એક લપેડો એ ચિત્રના મોં પર માર્યો. આહીરે ચીસ પાડી, અને રંગ લૂછી નાખવા માંડયો. ખરેખર તે ખૂબ જ આભો બની ગયો હતો.

તે પછી—હરિપ્રસાદના કહેવા મુજબ—બંને વચ્ચે ખૂબ લાંબી ખેંચતાણ ચાલી. હરિપ્રસાદ લાલ રંગનો લપેડો લગાવે અને ચિત્ર એને રોકવા ધમપછાડા કરે, તથા લપેડો થતાં જ તે ભૂંસી નાખે.

'તને બે અપૂર્વ ચિત્રો ચીતરવાની પ્રેરણા આપું.' ચિત્રે કહ્યું. 'બે અપૂર્વ ચિત્રો !—તારી કીર્તિ દિગંતમાં ગવાશે. છે સોદો કબૂલ ?'

હરિપ્રસાદે પીંછીના એક લપેડા વડે તેનો જવાબ દીધો.

થોડી વાર સુધી માત્ર પીંછીનો અને આહીરના બબડાટ અને ચીસોનો જ અવાજ સંભળાયો. પીંછીના ઘણા ઘા તો એણે પોતાના હાથ અને બાહુ ઉપર જ ઝીલી લીધા. એમ કરતાં રંગ ખૂટી ગયો, અને બંને દુશ્મનો એકબીજાની

સામે ધડકતી છાતીએ ઊભા. ચિત્ર એટલું બધું લાલ રંગથી છંટકાઈ ગયું હતું કે જાણે તે કતલખાનાની અંદર લોહીમાં બોળાઈને આવ્યું હોય એવું લાગતું હતું. શ્વાસ લેતાં યે તેને પીડા થતી હતી, અને તેની ગરદન પર થઈને ભીનો રંગ ઊતરતો હતો તેથી તે ખૂબ જ અસ્વસ્થ બની ગયું હતું. તેમ છતાં યે, પહેલો દાવ એકંદરે તેના લાભમાં હતો.

અક્ષરે અક્ષર ઉપર ભાર દઈ ફરીથી તેણે કહ્યું: ‘હજી કહું છું માન, વિચારી જો, બે અપૂર્વ ચિત્રો— અનોખી ઢબનાં. એક એક ચિત્ર જગતમાં બેનમૂન....’

‘હું સમજ્યો છું.’ કહી હરિપ્રસાદ સ્ટુડિયોમાંથી બહાર દોડી ગયો.

બીજી જ તે પળે પાછો ફર્યો—તેના હાથમાં રંગનો મોટો ડબો હતો, અને પીંછી હતી. એ જોઈને, લાલ આંખ વાળા આહીરે ચીસો પાડવા માંડી: ‘ત્રણ અપૂર્વ ચિત્રો !—ત્રણ ચિત્રો ! બેનમૂન !’

હરિપ્રસાદે એના ઉપર બીજો ઘા કર્યો; પછી એની આંખમાં ઘા કર્યો. એક અસ્પષ્ટ ચીસ સંભળાઈ. ‘ચાર ચિત્રો !’ પછી થૂંકવાનો અવાજ થયો.

પણ હવે હરિપ્રસાદનો હાથ ઉપર હતો, અને તે ઉપર રાખવા માગતો હતો. તરફડિયાં મારતા કેનવાસ ઉપર તેણે ઝડપથી મોટા મોટા લપેડા લેવા માંડયા. છેવટે આખો યે પટ એક માત્ર લાલ રંગનો બની ગયો. વચમાં જરા મોં દેખાયું, અને ‘પાંચ ચિત્રો !’ બોલાય એટલામાં તો રંગથી

ભરાઈ ગયું. છેલ્લે, લાલ આંખ જરા ઊઘડી, અને ઘડીભર એની સામે રોષથી તાકી રહી. છેવટે સુકાતા રંગના ચમકતા પટ સિવાય બીજું કંઈજ રહ્યું નહિ.

થોડો વખત સપાટીની નીચે અહીં તહીં જરા તરા હલનચલન થતું દેખાયું, પણ પછી એ પણ બંધ થઈ ગયું. અને ચિત્ર બિલકુલ જડ બની ગયું.

પછી હરિપ્રસાદ—હરિપ્રસાદના જ કહેવા પ્રમાણે—હોકલી સળગાવી, સામે બેસીને તે રંગેલા કેનવાસ ભણી જોઈ રહ્યો, અને શું બની ગયું તે સ્પષ્ટ સમજવાની કોશીશ કરવા લાગ્યો. વખતે ચિત્રના પાછલા ભાગમાં કંઇક ધ્યાનમાં લેવા જેવું હોય એમ સમજી તે તેની પાછળ જોઇ વળ્યો. રંગથી ચીતરી નાખતા પહેલાં એ શેતાનનો ફોટો લઈ લીધો હોત તો સારૂં થાત એવો હવે તેને પસ્તાવો થવા માંડયો.

આ પ્રમાણે હરિપ્રસાદ કહે છે—હું નહિ. એના પુરાવામાં તે ઝાંખા લીલા રંગે રંગેલો નાનકડો કેનવાસ (૨૪×૨૦) અને પોતાની જોરદાર શ્રદ્ધા રજૂ કરે છે. સાથે સાથે એ વાત પણ સાચી છે કે એણે કદી કોઈ અપૂર્વ ચિત્ર સરજાવ્યું નથી, અને એના અંતરંગ મિત્રો કહે છે કે એ કદી સરજાવે તેવો સંભવ નથી.

# રાણીનું ગુલાબ

એક વખત ઈરાનના શાહે દિલ્હીના બાદશાહની હજુરમાં પોતાનો દૂત મોકલ્યો. દૂત કોઈ નાનોસૂનો માણસ નહોતો, પણ શાહનો વઝીર અલીબેગ હતો.

અલીબેગ દિલ્હી પહોંચ્યો ત્યારે રાત પડી ગઈ હતી. બાદશાહ ઝનાનામાં પધાર્યા હતા એટલે રાતે મુલાકાત થઈ નહિ. તેમના વઝીરે ઈરાની વઝીરને સત્કાર્યા, ને રોનકદાર મહેલમાં એમને ઉતારો આપ્યો.

અલીબેગ સવારે વહેલો ઊઠયો—તેને એવી ટેવ હતી, એ ટેવને લીધે જ તે જીવનમાં આગળ વધ્યો હતો. ઝટપટ તૈયાર થઈ તેણે બાદશાહી ઉપવનમાં ફરવા માંડયું.

અલીબેગ ગમે તેટલો વહેલો ઊઠયો, પણ દિલ્હીના બાદશાહના પહેરેગીરો એનાથી યે વહેલા ઊઠયા હતા. શાહી મહેલના ખૂણેખૂણે, નાકે નાકુ, બગીચાના તમામ રસ્તાઓ પર પહેરેગીરો ઊભેલા હતા. એને જોઈ તેઓ છટાથી ને દમામથી, સલામ ભરતા.

અલી બેગને એકાંત જોઇતું હતું. બાદશાહની સાથે કેવી રીતે વાતની શરૂઆત કરવી તેનું ચિંતન કરવું હતું, તેથી તેને શાંતિ જોઈતી હતી. પણ અહીં તો પક્ષીઓનો કલરવ ચાલુ હતો, અને જે ગમ જાઓ તે ગમ કોઇ ને કોઈ પહેરેગીર ઊભેલો જ હતો.

'આ તો ત્રાસ કહેવાય !' અલી બેગ મનમાં બબડયો. 'આટલા બધા પહેરેગીરો શા ! અને એમનો પોશાક તો જુઓ ! હિંદુસ્તાનમાં ધન ખરું, પણ રસ નહિ, કલા નહિ !'

તે આગળ ને આગળ ચાલ્યો. છેવટે તે ખૂબ દૂર નીકળી ગયો. હવે તેને લાગ્યું કે આટલામાં કોઈ પહેરેગીર હોવાનો સંભવ નથી. બેય બાજુ સરુનાં ઝાડોની એકસરખી હાર ચાલી જતી હતી, તે વટાવી તે એક વિશાળ મેદાનમાં આવી પહોંચ્યો. આવું સુંદર મેદાન તેણે ક્યાંય જોયું નહોતું. તે જોઇ રહ્યો.

'વાહ ! શું સુંદર !' તે બોલ્યો. 'પણ, ઓહ !' તે ચમક્યો. એ સુંદર વિશાળ મેદાનની વચમાં ( પણ બરાબર વચ્ચોવચ્ચ નહિ ) એક પહેરેગીર જડવત્ ઊભો હતો.

તે બેચેન બની આગળ ચાલ્યો, પણ અહીં, આવી જગાએ પહેરેગીરને શું કરવા ઊભો રાખ્યો હશે એવું તેના મનમાં કુતૂહલ પેદા થયું. તેને એકાંતની ખૂબ જરૂર હતી, બપોરે બાદશાહની સાથે કરવાની વાતનો વિચાર કરી લેવાની ખૂબ જ જરૂર હતી, પણ પૂરી રીતે સમજ્યા વગર કાંઈ પણ વાત એ મનમાંથી કાઢી નાખી શકતો નહિ. તેની

જીંદગીની સફળતાની આ બીજી ચાવી હતી. તેથી તે પેલા પહેરેગીરની પાસે ગયો.

પહેરેગીરે છટાથી ને દમામથી તેને સલામ ભરી.

'અહીં શાની ચોકી કરો છો, ખાન ?' અલી બેગે વિનયપૂર્વક પૂછયું.

'ખુદામાલુમ !' પહેરેગીરે જવાબ દીધો. એ અફઘાન હતો, અને દરબારી રીતરસમનું એને જ્ઞાન નહોતું.

'પણ આ તો નવાઇની વાત !' અલીબેગે ચોતરફ નજર નાખીને કહ્યું. તમે કદી રસ્તા પર ઊભા હોત, અથવા મેદાનની વચમાં ઊભા હોત—જો કે એમ ઊભા રહીને યે શું કરવાનું હતું—'

'હું તો હુકમ મળ્યો ત્યાં ઊભો રહ્યો.' પહેરેગીરે જવાબ દીધો. કોઈ અજાણ્યો માણસ પોતાને વિષે ટીકા કરે એ એને ગમ્યું નહોતું.

'કોણે એ હુકમ કરેલો ?'

'કોણે તે જમાદારે.'

આથી વધારે અલી બેગને કંઇ જાણવા મળ્યું નહિ. તે આગળ ચાલ્યો. પણ ફરીને પાછો વળ્યો, ત્યારે પણ તેણે એ જ જગાએ, પહેરેગીરને પૂતળાની પેઠે ઊભેલો જોયો. એ કશાની ચોકી કરતો હોય એવું લાગ્યું નહિ.

બપોરે અલી બેગે બાદશાહની મુલાકાત લીધી, અને ખૂબ વાતો કરી. એની વાતો પરથી બાદશાહને થયું કે આવો બુધ્ધુ જેવો ઈરાનની વઝીરાત શી રીતે સંભાળતો હશે ? દિલ્હી મોકલવા જેવો શાહને બીજો કોઈ માણસ જ ન મળ્યો શું ?

છેવટે બાદશાહે વિવેકપૂર્વક કહ્યું: ' શું કરું ? હું તમને મારી વાત સમજાવી શકતો નથી. અફઘાનિસ્તાનમાં હું કેવી રીતે મારા ચોકીદારો ગોઠવું છું એ જો પૂછો—'

' પણ અહીં ઘાસના મેદાનમાં !—' અલી બેગ વચમાં બોલી ઊઠયો.

બાદશાહ ચમકયો.

'આ ગુલામ—ગુલામ જહાંપનાહની કદમબોસી કરી માફ માગે છે ! ' પરિસ્થિતિને પામી જઈ, અલી બેગ એકદમ સાવધ થઈને બોલ્યો: ' વાત એમ છે કે આજે સવારે હું ફરવા ગયો ત્યારે મેં એવું જોયું કે ત્યારનું મારું મગજ ભારે ભારે થઇ ગયું છે.'

' એમ ? ' બાદશાહે કહ્યું: ' એવું શું હતું ?—અમારા મેમાનને કોઈ વાતે તકલીફ ન પડે એ જોવાની અમારી ખ્વાહેશ છે.'

અલીબેગે જોયેલી બિના કહી.

ભવાં ચડાવી બાદશાહ વિચાર કરવા બેઠો. ' સરૂના રસ્તાની પેલી તરફ ને ? પહેલાં રમતનું મેદાન હતું એ ?....

એ જ લાગે છે. હું, હવે સમજ્યો, ત્યાં એક ચોકીદાર ઊભો રહે છે. મેં યે કંઈ સેંકડો વખત એને જોયો છે; પણ એને ત્યાં શું કરવા ઊભો રાખ્યો હશે એવી તો મને કદી કલ્પના યે આવી નથી. ઠીક, ચાલો, પૂછીએ !' બાદશાહે ઉત્સાહથી કહ્યું: 'આપણી વાતો પછી થશે, એવી ઉતાવળે શી છે ?'

બંને જણા સાથે મેદાનમાં ગયા. તે વખતે ચોકીદાર બદલાઇ ગયો હતો, પણ બીજો માણસ બરાબર તે જ જગાએ, તે જ અદાથી ઊભો હતો. તે જ છટાથી ને દમામથી તેણે બંનેને સલામ કરી.

'તું અહીં કેમ ઊભો છે ?' બાદશાહે પૂછ્યું.

બિચારો પહેરેગીર બાદશાહનો આ સવાલ સાંભળી થર થર ધ્રૂજવા લાગ્યો, તેણે તૂટતે અવાજે કહ્યું: 'જહાંપનાહ ! આ ગુલામ બેકસૂર છે.'

નાયકને બોલાવવામાં આવ્યો, પણ ચોકીદાર કરતાં નાયકને વધારે ખબર નહોતી. તે દોડતો જમાદારને બોલાવવા ગયો; જમાદારે આવી કુરનીશ બજાવી કહ્યું કે કોટવાલના કહેવાથી અહીં ચોકીદાર રાખવામાં આવે છે. આથી કોટવાલને બોલાવવામાં આવ્યો.

કોટવાલે કહ્યું કે મારી પહેલાંના વખતથી આ પ્રમાણે ચાલતું આવ્યું છે, મેં એમાં કશો જ ફેરફાર કર્યો નથી, જહાંપનાહ !

'તારી પહેલાં કોટવાલી પર કોણ હતો ?'

'આલીજનાબ ! એ તો ગુજરી ગયા !'

'એટલે શું તું એમ કહેવા માગે છે કે આટલો વખત થયાં તેં કશો જ ફેરફાર કર્યો નથી ?' બાદશાહે પૂછ્યું.

'ખુદાવિંદ, બાર વરસ થયાં કંઈ પણ ફેરફાર કર્યો નથી.' છાતી ફુલાવીને કોટવાલે જવાબ દીધો. પોતે કેટલાં બધાં વરસનો જૂનો નોકર છે એ પણ એણે આ રીતે જણાવી દીધું, કારણકે ઘણા વખતથી એની નોકરીની કદર થઇ નહોતી.

'એક પણ માણસને ખસેડયો નથી, ખુદાવિંદ ! એક ડગલું યે ખસવા દીધો નથી.' કોટવાલે ગર્વથી કહ્યું.

'આ વિષે આપણે, પછી વધારે તપાસ કરીશું.' બાદશાહે ઉતાવળા ઉતાવળા વાતને વાળી લેવા કહ્યું. કારણકે પોતાના લશ્કર વિષે અલીબેગને ઊતરતો ખ્યાલ આવે એવું તે ઇચ્છતો નહોતો. પછી તેણે ઉમેર્યું: 'વઝીરને બોલાવો ! આ માણસને અહીં કેમ ઊભો રાખ્યો છે એ મારે જાણવું જ જોઇશે.'

આ હુકમ વઝીરને પહોંચતાં તો ધમાધમ મચી ગઇ. તાબડતોબ જેટલા હાથ લાગ્યા તેટલા બધા યે સેનાનાયકોને અને સેનાપતિઓને ભેગા કરી વઝીર સાહેબે બે કલાક સુધી તેમની સાથે મસલત ચલાવી. નોકરચાકરો, કારકુનો ને પટવારીઓ જૂનાં થોથાં, ચોપડા, પેટીપટારા, તાકાં, કબાટો ને મજૂસો ફેંદવામાં એવા તો ઉત્સાહથી લાગી ગયા કે

એની ધૂળથી એમનાં નાક આખો વખત છીંક્યા જ કરવા લાગ્યાં.

સામ્રાજ્યનો વડો સેનાધિપતિ મરણ પથારીએ પડ્યો હતો. વળી એ બહેરો હતો. વઝીર પાલખીએ ચડીને એની મુલાકાતે ગયા.

વડા સેનાધિપતિ કશું સમજ્યા કર્યા વગર જ બોલ્યા: 'હા, હા, પંચાવન વરસ પહેલાં મેં અફગાનોને કેવી રીતે મારી ભગાડેલા એ વાત જહાંપનાહ પૂછે છે. કોઇ પણ ઇતિહાસમાં એ લખેલી નથી ખરીને!'

ખરી વાત એ હતી કે આપણે અફગાનોને મારી કાઢેલા કે કેમ તે શંકાનો વિષય હતો. અફગાન ઇતિહાસકારો સાફ સાફ શબ્દોમાં પોતાની જીત લખતા હતા. પણ આ નામદારે તો પોતાની વિજય વાર્તા શરૂ કરી—બંને પક્ષનાં લશ્કરો કેવી રીતે ગોઠવાયેલાં તે પથારીમાં કોલસા વડે લીટા પાડીને બતાવવા માંડ્યું.

'પણ'—વઝીરે એકદમ હાથ હલાવી જોરથી ગળું ખેંચીને કહ્યું: 'બાદશાહ સલામત. અફગાનોની લડાઇ વિષે નથી પૂછતા. પણ જૂના રમતના મેદાનમાં, દખણાદી બાજુ, રસ્તાથી બરાબર સાડત્રીસ પગલાં પર એક ચોકીદારને ઊભો રાખવામાં આવે છે તે શું કરવા ઊભો રાખવામાં આવે છે એમ પૂછે છે' વઝીરને અત્યાર સુધીમાં એ જગાનો બરાબર અભ્યાસ થઇ ગયો હતો.

'ઓહ!' નિરાશ થઇને વડા સેનાધિપતિ બોલી

ઊઠયા. 'યા ખુદા ! મારી યાદદાસ્ત પહેલાંના જેવી નથી, પણ હું હિંમતથી કહું છું કે એને ગુનાની નશિયત તરીકે ત્યાં ઊભો રાખવામાં આવ્યો હતો.'

'પણ આ તો ત્યાં વરસોનાં વરસો, વરસોનાં વરસોથી છે !' વઝીરે કહ્યું.

'તે હું કયાં ના કહું છું !' વડા સેનાધિપતિએ કહ્યું: 'મારા વખતની શિસ્ત એટલે શું સમજો છો તમે !'

'પણ ચોકીદાર એકનો એક નથી તો ! ચાર ચાર કલાકે માણસ બદલાય છે !'

'હું !' સર સેનાપતિએ કહ્યું. 'એમાંથી એક નવી વાત સમજવાની મળે છે. ચોવીસ કલાક એટલે ચાર આઠાં— ના, ચાર છક ચોવીસ ! ખરું ને ? વરસના મહિના બાર, અને કેટલા દિવસ થયા—મારી યાદદાસ્ત જરા ઓછી થઈ છે. કોઈ બનિયાના લડકાને....'

સર સેનાપતિજીને હિસાબ ગણુતા અને બનિયાના લડકાને બોલાવતા રાખીને, વઝીર નિરાશ થઈ પાછા ઘેર આવ્યા. સાંજે બાદશાહની હજૂરમાં હાજર થઈ, આંખમાં આંસુ લાવી, એમણે કહેવું પડયું કે બધી કોશીશો નકામી ગઈ ! એ ચોકીદારને ત્યાં ઘાસના મેદાનમાં કેમ ઊભો રાખેલો છે એની કોઈને જ ખબર નથી, ઈતિહાસલેખકોને પણ ખબર નથી.

આખો દિવસ બાદશાહી કડિયાઓએ મેદાનની તસુએ તસુ જમીન માપી જોઈ તપાસી જોઈ, પણ આ વાતનું રહસ્ય ન મળ્યું તે ન મળ્યું.

બાદશાહને, હવે, આ રહસ્યનો પાર પામવાની એટલી બધી તાલાવેલી લાગી ગઈ હતી કે બીજી કોઈ વાત એને સૂઝતી જ નહોતી. અલી બેગની પણ એ જ દશા હતી.

બીજે દિવસે પણ એવું બન્યું. વઝીરે આખા બાદશાહી મહેલના નોકરચાકરોને એકેએક બોલાવીને પૂછ્યું, પણ કોઇ જ કંઈ બાતમી આપી શક્યું નહિ. નોકરો પણ જતાં આવતાં, એકબીજાને પૂછવા ઊભા રહેતા: 'પણ એ ચોકીદાર ત્યાં ક્યાંથી આવીને ખડો થઈ ગયો ?'

ત્રીજે દિવસે બાદશાહે નગરમાં ઢંઢેરો પીટાવ્યો કે જે કોઈ આ કોયડો ઉકેલશે તેને એક હજાર અશરફી ઇનામમાં આપવામાં આવશે.

શહેરમાં એક ખૂણે, એક ભાંગીતૂટી ઝૂંપડીમાં એક ડોશી રહેતી હતી. આખી જીંદગી તેણે બાદશાહી કુટુંબ માટે બારીક રેશમ કાંત્યું હતું. કાંતતાં કાંતતાં તે બેવડ વળી ગઈ હતી, ને આંખોનું નૂર ઘણું ગુમાવી બેઠી હતી. આજે તો એને શાહી મહેલમાં કોઈ યાદ કરતું નહોતું, પણ એક વખતે તે બાદશાહી બેગમની ખાસ માનીતી દાસી હતી—એ બેગમ તે હાલના બાદશાહની દાદી !

ઢંઢેરો સાંભળી એ બોલી ઊઠી: 'ઓહ ! વળી પાછી લડાઇ જાગી કે શું ?'

'લડાઈ શાની ? સાંભળ્યું નહિ ? આ તો પેલા ચોકીદારની વાત છે.' બુઢ્ઢી માની સારવારમાં રહેતી એની એક દીકરીએ કહ્યું.

'કયો ચોકીદાર ?'

પેલો—મેદાનની વચમાં ઊભો રહે છે ને, એ.'

'કયું મેદાન ?'

જૂનું રમતનું મેદાન. એની વચમાં એક ચોકીદાર ચોકી કરવા ઊભો રહે છે, પણ એ શાની ચોકી કરે છે એની કોઈને જ ખબર નથી.'

'ખબર નથી એમ કેમ બને ? બધાને ખબર હોવી જોઈએ.' ડોશીએ કહ્યું. 'યા ખુદા ! આજકાલ લોકોનાં મગજ કેવાં થઈ ગયાં છે, કોઈને કશું યાદ નથી રહેતું.'

'પણ કોઈને ખબર હોય તોને !' છોકરી આભી બની માની સામે જોઈ રહી. 'એટલે તો જહાંપનાહે એ એ કોયડો ઉકેલે તેને એક હજાર અશરફી આપવાનો આ ઢંઢેરો પીટાવ્યો છે !'

'ઓહ !' ડોશી હસીને બોલી.' એટલી રકમ—એથી ઓછી હોય તોયે તારી શાદી ફક્કડ રીતે પતે—ખરું ને ? વાહ રહીમ ! લે, મને ટેકો આપ; મને બાદશાહ પાસે લઈ જા.'

દીકરીને ટેકે ટેકે ડોશી બાદશાહની હજુરમાં જઈ ઊભી, અને કુરનીશ બજાવી બોલી:

'પરવરદેગાર, ખોદાતાલા રસૂલુલ્લાહની મહેરથી પેલા પહેરેગીરની વાત મને ખબર છે.'

બાદશાહે ઈશારો કર્યો એટલે ડોશીએ બોલવા માંડ્યું:

'એ વાતને ઘણાં વરસો થઈ ગયાં, જહાંપનાહ! ખુદાવિંદની દાદીમા તે વખતે ફૂટડી બેગમ હતાં; તેમને ધનુર્વિદ્યાનો ભારે શોખ હતો—ધાર્યું નિશાન પાડતાં. એમના હાથ ને કાંડાની તાસીર જોઈ હોય તો મન ભરાઈ જાય. કામઠું ખેંચતાં ત્યારે એ તાસીર બરાબર દેખાતી.

એક વખતે ફાગણ મહિનામાં જનાનાની બાનુઓ બધી મેદાનમાં તીરકામઠાં લઇને ખેલતી હતી, ને પોતપોતાનાં નિશાન જોવા દોડમદોટ કરતી હતી. બેગમ સાહેબા પણ એમ દોડતાં હતાં. પણ એકદમ દોડતાં દોડતાં તે રહી ગયાં. તેમણે બધી બાનુઓને બૂમ પાડીને પોતાની પાસે બોલાવી. ગોઠણભર બેસીને બધી જોઈ રહી—ત્યાં, એ મેદાનમાં, એક રળિયામણું ગુલાબનું ફૂલ ખીલેલું હતું!

'ફૂલને જોઇ જોઈ બધી બાનુઓ એનાં વખાણ કરતી હતી, ત્યાં જહાંપનાહ—આપના બાવાજાનના પિતા આવી પહોંચ્યા. સૌને મોઢેથી શુકનના બોલ નીકળી પડયા કે આ ગુલાબ ખુશનસીબની નિશાની છે. અને એ વાત પણ ખરી પડી. બેગમ સાહેબાએ થોડા વખત પછી આપના બાવાજાનને દુનિયાની રોશની દેખાડી. બેગમ સાહેબાની ખ્વાહિશ પૂરી કરવા, જહાંપનાહે એ ગુલાબની ચોકી કરવા એક પહેરેગીરને ત્યાં ઊભો રાખ્યો, જેથી દોડાદોડમાં કોઇના પગનીએ એ શુકનિયાળ ગુલાબનું ફૂલ ચગદાઈ ન જાય. પણ રમતના મેદાનમાં—જ્યાં તીરોનો વરસાદ વરસતો હોય, ત્યાં આવી રીતે એક ગુલાબને સાચવતા, અને પોતાના પંડની ચિંતા કરતા ઊભા રહેવાનું કામ ખુશકારક શી રીતે

હોય ? એક બે વખત બિચારો મરતાં મરતાં રહી ગયો. બેગમ સાહેબા બહુ દયાળુ દિલનાં હતાં. તેમણે રમત ગમત બંધ કરાવી દીધી. પણ પહેરેગીરને તો ત્યાં ઊભો જ રાખવામાં આવ્યો, બેદરકારીમાં કોઈના પગે ફૂલ ચંપાઈ ન જાય એટલા માટે. ત્યારનો એ પહેરેગીર ત્યાં ઊભો રહે છે.'

'તો એ ફૂલ ક્યાં છે ?' બાદશાહે પૂછ્યું.

મેદાનમાં તપાસ કરવામાં આવી, પણ ફૂલ બૂલ કંઈ નહોતું. ફૂલનું નામનિશાને ત્યાં દેખાયું નહિ.

પણ એક વાર દેખાયું ખરું. પહેરેગીરને ત્યાંથી ખસેડી લેવામાં આવ્યો. વખત જતાં લોકો પહેરેગીરને યે ભૂલી ગયા; અને જ્યાં એ ઊભો રહેતો એ જગાને યે ભૂલી ગયા. એક દિવસે બાદશાહી બગીચાના બાવીસમા માળીની પાંચ વરસની દીકરી ( જ્યારે એ માળી પેલી ડોશીની દીકરીને પરણ્યો ત્યારે છેતાળીસમો માળી હતો. પણ હવે એ બાવીસમો હતો. આ પરથી લાગે છે કે લગ્ન પછી એનો જલદી ઉદય થયો હતો ) દોડતી દોડતી માની પાસે આવી. એના હાથમાં એક ગુલાબનું ફૂલ હતું. જૂના રમતના મેદાનમાં રમતાં રમતાં એને એ જડયું હતું.

'મા ! મા ! ગુલાબ !'

પહેરેગીરના પહાડી પગ દૂર થતાં જ, એના પગ નીચે ચંપાઈ રહેલું ફૂલ ફરી ફૂટી નીકળ્યું હતું. પણ આ વાત બાદશાહને કાને કદી પહોંચી નહિ !

# સુખી રાજકુમાર

: ૧ :

નગરને માથે, એક ઊંચા સ્થંભ ઉપર સુખી રાજકુમારનું બાવલું ઊભું કરવામાં આવ્યું હતું. આખું યે બાવલું સોને મઢેલું હતું. આંખોમાં બે કીમતી નીલમ જડ્યાં હતાં. તલવારની મૂઠ ઉપર એક અતિ કીમતી લાલ માણેક ઝગમગતું હતું.

જે જોતા તે એનાં વખાણ કરતા. નગર પંચાયતના એક સભ્ય પોતાની કલાભિજ્ઞતા અને રસિકતા માટે ખૂબ જ ઊંચો અભિપ્રાય ધરાવતા હતા, અને તેવી ખ્યાતિ મેળવવાના મનોરથો ઘડતા હતા. તેમણે એક દિવસ આ બાવલા આગળ થઈને પસાર થતાં, પોતાના સાથીદારો સમક્ષ ઉદ્ગાર કાઢ્યા: 'આ બાવલું છે તો વરણાગીના છોગા જેવું સુંદર !' પછી, વખતે લોકો પોતાને ખોટી રીતે અવ્યવહારૂ માની બેસે એ ભયે તેમણે ઉમેર્યું: 'પણ એ એવું ખાસ કંઈ કામનું નથી.'

એક છોકરો ચાંદાને જોઈ હાથ લાંબા કરી કરીને રોતો હતો; એને ચાંદો લેવો હતો. એની માએ એને છાનો રાખવા કહ્યું: 'આ સુખીઆ રાજકુમાર જેવો તું ક્યારે થવાનો ? જોને, એ કદીએ કશા વાસ્તે કજીયો કરે છે !'

જીવનમાં નાસીપાસ થયેલો એક માણસ આ અદ્ભુત બાવલા ભણી તાકીને જોઇ રહ્યો, ને પછી ગણગણ્યો: 'જગતમાં કોઈ એકને પણ સુખી જોઇને મને આનંદ થાય છે.'

અનાથાશ્રમનાં છોકરાં ખાલી ચડ્ડી પહેરણ પહેરીને ઉઘાડા પગે બહાર નીકળ્યાં ત્યારે આ બાવલાને જોઇને બોલ્યાં: 'આ રાજકુમાર કોઈ દેવ જેવો લાગે છે !'

ગણિતનો શિક્ષક એ સાંભળી ગયો. એણે પૂછ્યું: 'તમને કેવી રીતે ખબર પડી ? તમે કદી કોઈ દેવ જોયો છે ?'

'અંહ ! નજરે નહિ, પણ સ્વપ્નામાં તો જોયો છે ને !' છોકરાંએ જવાબ દીધો. સાંભળી ગણિતના શિક્ષકે ભવાં ચડાવ્યાં—તેનો ચહેરો કરડો બન્યો, કારણકે છોકરાં સ્વપ્નાં જુએ એ એને ગમતું નહોતું.

એક રાતે એક પ્રવાસી પંખી ઊડતું ઊડતું શહેરમાં આવ્યું. એના દળનાં બધાં યે પંખીઓ ક્યારનાં દેશ છોડી જતાં રહ્યાં હતાં, પણ એ પાછળ રહી ગયું હતું. આખો દિવસ એણે ઊડયા કર્યું, ત્યારે રાતે આ શહેરમાં એ આવી પહોંચ્યું.

રાતવાસો ક્યાં કરવો તેની તે ચિંતા કરતું હતું. પણ તેને થયું કે શહેરમાં તો ઘણી જગાઓ મળી રહેશે.

એટલામાં ઊંચા થંભ ઉપર તેણે બાવલું જોયું.

તે બોલી ઊઠ્યું: 'બસ, અહીં જ રાતવાસો કરીશ. જગા સરસ છે, પવન પણ સરસ છે.'

તેણે સુખી રાજકુમારના પગમાં મુકામ કર્યો.

તેણે ચારે બાજુ નજર કરી—તેને ખૂબ આનંદ થયો. તે બોલી ઊઠ્યું: 'આહ! મને સોનાનું શયનગૃહ મળ્યું!'

તેણે સૂવાની તૈયારી કરી. પણ જ્યાં એ પોતાની પાંખોમાં પોતાનું માથું સંતાડવા જાય છે ત્યાં એક મોટું પાણીનું ટીપું એના ઉપર પડ્યું.

તેને નવાઈ લાગી: 'આ તો અજબ દેખું!' આકાશમાં એક વાદળું નથી, તારા ઝગમગ ચમકે છે, અને આ વરસાદ ક્યાંથી!

એટલામાં બીજું ટીપું પડ્યું.

તેને થયું: 'આવડું મોટું બાવલું વરસાદનાં બે ટીપાંને રોકી શકતું નથી, પછી એ કામનું શું? આના કરતાં તો કોઈ ઘરનું છાપરું ભલું.'

આમ વિચારી એ ઊડી જવાનું કરતું હતું, ત્યાં ટપ કરતું ત્રીજું ટીપું પડ્યું. તેણે ઊંચું જોયું—હા! શું જોયું?

સુખી રાજકુમારની આંખો આંસુથી છલકતી હતી, અને તેના સોનેરી ગાલ પર થઈને આંસુનો પ્રવાહ વહેતો

હતો. ચાંદનીમાં એનો ચહેરો એવો રૂપાળો લાગતો હતો કે પ્રવાસી પંખીનું હૃદય એ જોઇને કરૂણાથી ભરાઇ આવ્યું.

'તું કોણ છે ?' પંખીએ પૂછયું.

'હું સુખી રાજકુમાર છું.'

'સુખી રાજકુમાર છે ? તો રડે છે શું કરવા ?' પંખીએ પૂછયું: 'તારાં આંસુથી હું તો આખો ભીંજાઇ ગયો.'

રાજકુમારે જવાબ દીધો: 'હું જ્યારે જીવતો હતો અને હાલી ચાલી શકતો હતો ત્યારે રાજમહેલમાં રહેતો હતો. આંસુ શું છે તેની જ મને ખબર નહોતી. દુ:ખકલેશને મહેલમાં આવવાની જ મનાઇ હતી. દિવસ બધો હું મારા દોસ્તો સાથે બાગમાં ખેલ્યા કરતો, અને મોડી રાત સુધી ટોળટપ્પાં મારતો. બગીચાને ફરતી ઊંચી દિવાલ હતી, પણ એ દિવાલની પેલી પાર શું છે તે જોવાની કે જાણવાની મેં કદી પરવા કરી નહોતી. હું મારી પોતાની સૃષ્ટિમાં મસ્ત હતો. મારા સાગરિતો મને સુખી રાજકુમાર કહેતા, અને ખરેખર, એશઆરામની જીંદગીમાં જો સુખ હોય તો હું સુખી હતો. એવી રીતે મેં જીવતર પૂરું કર્યું, અને હું મરી ગયો. હવે મારા મરી ગયા પછી, એ લોકોએ મને અહીં અદ્ધર બેસાડયો છે. અહીંથી આખા નગર ઉપર મારી નજર પડે છે, અને સદાયે દુ:ખ અને દર્દ સિવાય મને બીજું કંઇ દેખાતું નથી. એ જોઇને મારૂં સીસાનું હૈયું યે ભારે બની જાય છે અને આંસુ પાડ્યા વગર મારાથી રહી શકાતું નથી.'

'સીસાનું હૈયું ? તો શું એ સોનાનું નથી ?' પંખીને મનમાં સવાલ થયો. પણ એ એટલું વિવેકી હતું, કે આવી અંગત ટીકા કરવાનું એને ગમ્યું નહિ.

બાવલાએ ફરી ધીમા પણ મધુર સ્વરે બોલવા માંડ્યું: દૂર....પણે, પેલી નાની ગલીમાં એક ભાંગ્યુંતૂટ્યું ઝૂંપડું છે. એના ઉઘાડા બારણામાંથી મને એક બાઈ માથું નીચું ઢાળીને બેઠેલી દેખાય છે. એનું શરીર સાવ ગળી ગયું છે, મોઢા પર નૂર નથી, છતાં દીવાના અતિ ઝાંખા અજવાળામાં, આંખોનું તેજ નિચોવીને યે, એ બોરિયાં ગૂંથ રહી છે. એક ખૂણામાં એનો નાનો દીકરો તાવમાં તરફડતો પડ્યો છે. એને પાણી ભાવતું નથી, પણ દવાદારૂ લાવવાના યે જેની પાસે પૈસા ન હોય તે મા નારંગી મોસંબી લાવીને દીકરાને ક્યાંથી ખવરાવી શકે ? પંખી રે પંખી, ઓ પ્રવાસી પંખી ! મારી તલવારની મૂઠ પરનું આ માણેક તું એને ન આપી આવે ? મારા પગ આ થાંભલા સાથે એવા જકડી લીધેલા છે કે મારાથી લગીરે ચસકાતું નથી. નહિ તો હું જ દોડી જાત !'

પંખીએ જવાબ દીધો: 'મારે ઘણું મોડું થઈ ગયું છે. મારા દળનાં બધાં યે પક્ષીઓ અત્યારે ઈજીપ્ત પહોંચી ગયાં છે, અને નાઈલના કાંઠે કાંઠે તરૂઓની ગોઠડી કરતાં કરતાં ઊડી રહ્યાં છે. થોડી વાર પછી તેઓ બાદશાહી કબરસ્તાનમાં પહોંચી જશે, અને નિરાંતે ઊંઘશે. ખબર છે, રાજા પોતે એ કબરમાં સૂતેલો છે; એના કફન ઉપર કેવા સુંદર રંગો પૂરેલા છે ! શબને પીતામ્બરમાં વીંટેલું છે, ને કીમતી તેજનાથી ભરેલું છે !'

'પંખી રે પંખી ! ઓ પ્રવાસી પંખી ! તું મારું આટલું કામ નહિ કરે ? મારી ખાતર અહીં એક રાત નહિ રોકાય ? છોકરો બિચારો તરસે મરે છે, ને એની માની પાસે ફૂટી બદામ પણ નથી !'

'મને છોકરાં બહુ ગમતાં નથી.' પંખીએ કહ્યું: 'ગયા ઉનાળામાં હું નદીકિનારે રહેતો હતો, ત્યારે બે છોકરા— એક છોકરો બ્રાહ્મણનો હતો, અને બીજો વાણિયાનો હતો— મારી સામે પથરા તાકતા હતા. મને એકે વાગ્યો નહિ એ જુદી વાત છે; કારણકે ઝડપથી ઊડવામાં હું એક્કો છું, અને મારી ચપળતા બેનમુન છે. પરંતુ છોકરાઓની એ રીતભાત વાંધાભરેલી તો ખરી જ. એમાં વિવેક નથી.'

પણ પંખીથી રાજકુમારને દુઃખી થતો જોઈ રહેવાયું નહિ. તેનું દુઃખ જોઈ તે પણ દુઃખી થયું. તેણે છેવટે કહ્યું: 'અહીં ટાઢ બહુ વાય છે, તો પણ એક રાત હું અહીં તમારી પાસે રહીશ, અને તમારું કામ કરીશ.'

'ભલું થજો તારું !' રાજકુમારે કહ્યું.

રાજકુમારની સૂચના મુજબ પંખી, રાજકુમારની મૂઠ પરથી લાલ માણેક ચાંચમાં ઉપાડી ઊડયું. મંદિરના ઊંચા શિખર પર થઈને એ ઊડયું, મંદિરની ધજા હવામાં ફરફર ઊડતી હતી. રાજમહેલની ઉપર થઈને એ ઊડયું, મહેલમાં નાચગાન ચાલી રહ્યાં હતાં. એક યુવતી અગાશીમાં ઊભી ઊભી આકાશ ભણી જોઈ રહી હતી. તે બોલી ઊઠી: 'આકાશ કેવું સુંદર છે !' એક માતા પોતાના બાળકને લઈને બારીએ ઊભી હતી ને એને છાતીએ દાબી બોલતી હતી: 'કાલે

તારા બાપા તારે માટે સરસ ઊનનો ડગલો શીવડાવી લાવશે !' એક ઘરમાં શેઠિયો ત્રાજવે રૂપિયા જોખતો હતો, ને કોથળામાં ભરતો હતો. એક જગાએ સોદાગરો હજારો ખાંડી માલની એક સામટી લેવેચ કરતા હતા.

પંખી આ બધાયની ઉપર થઈને પેલા કંગાળ ઝૂંપડામાં પહોંચી ગયું. અંદર જઈને જોયું તો નાનકડો છોકરો ફાટેલી ગોદડીમાં પડયો પડયો તાવથી તરફડતો હતો; અને એની મા બોરિયાં ગૂંથતી ગૂંથતી થાકીને ઝોકું ખાઈ ગઇ હતી. એની પગ આગળ પંખીએ પેલું માણેક મૂકી દીધું. પછી ધીરેથી ઊડીને છોકરાના તપેલા કપાળ પર પોતાની પાંખોથી તેણે જરા પવન નાખ્યો. છોકરો ગણગણ્યો: 'હાશ ! કેવું ઠંડુ લાગે છે ! તાવ હવે ઓછો લાગે છે !' કહી તે મીઠી નિંદમાં પોઢી ગયો.

: ૨ :

પ્રવાસી પંખીએ સુખી રાજકુમારને પોતાના કામનો હેવાલ આપ્યો; ને છેવટે કહ્યું: 'આટલી ટાઢ છે, છતાં યે શી ખબર શાથી હવે મને ગરમાવો લાગે છે !'

રાજકુમારે એનો જવાબ દીધો. તેણે કહ્યું: 'તેનું કારણ એ છે કે તેં અત્યારે એક સત્કાર્ય કર્યું છે !'

પંખી વિચારમાં પડી ગયું. વિચારમાં ને વિચારમાં એ ઊંઘી ગયું. ઊંડા વિચારમાં પડી જતું ત્યારે એ હમેશાં ઊંઘી જતું.

સવાર થઈ ત્યારે પંખી ઊઠ્યું અને નદીએ જઈને નહાઈ આવ્યું.

'આજે હું ઈજીપ્ત જાઉં છું!' પંખી મનમાં મનમાં ગણગણવા લાગ્યું. ઈજીપ્ત જવાની હોંશમાં એ ફૂલ્યું ફૂલ્યું થતું હતું. આખો દિવસ એણે શહેરમાં ફર્યા કર્યું, ને 'આજે હું ઇજીપ્ત જાઉં છું, રાતે હું ઊપડું છું!' એમ સહુને કહેતું રહ્યું. સૌ એની વાત સાંભળી એની સામે આભાં બની જોઇ રહેતાં, એ જોઇ એને મજા પડતી.

આકાશમાં ચંદરમા ઊગ્યો કે પંખી સુખી રાજકુમારની પાસે પહોંચી ગયું. કુમારના કાનમાં ધીરેથી એણે કહ્યું: 'ઈજીપ્તનું કંઇ કામ છે? હું ઊપડું છું હમણાં.'

'પંખી રે પંખી, ઓ પ્રવાસી પંખી!' રાજકુમારે કહ્યું. 'તું એક રાત વધારે મારી સાથે ન રહે?'

પંખીએ કહ્યું: 'મારાં સગાં વહાલાં, ઓળખીતાં પાળખીતાં, મિત્રો બધાંયે ઈજીપ્ત પહોંચી ગયાં છે, ને ત્યાં ઘડીએ ને પળે સૌ મારી રાહ જોઇ રહ્યાં છે. આવતી કાલે તો એ લોકો બધાં છેક રાના મંદિર લગી પહોંચી ગયાં હશે. ભગવાન રા મોટા અડદિયા પથ્થરના સિંહાસન પર બિરાજેલા છે. આખી રાત તેઓ તારાઓનું નિરીક્ષણ કરે છે, અને સવારનો છેલ્લો તારો આથમે છે ત્યારે આનંદનો ધ્વનિ કરી પછી એકદમ ચૂપ થઇ જાય છે. બપોરે પીતરંગી સિંહો પાણી પીવા નદી કાંઠે ઊતરી આવે છે.'

'પંખી, રે પંખી, એ પ્રવાસી પંખી!' રાજકુમારે

કહ્યું. 'આ નગરના પેલે છેડે મને ગંધારી ઓરડીમાં એક જુવાન દેખાય છે. બિચારો કાગળના ઢગલા વચ્ચે બેઠા છે ને ઊંધું ઘાલીને લખલખ કરે છે. સવારે એ મોગરાનાં ફૂલ લાવ્યો હશે તે એની બાજુમાં ચીમળાયેલાં પડયાં છે. રૂછાં જેવા એના વાળ છે. માથામાં નાખવાનું એને તેલ નથી મળતું. એના હોઠ હીંગળોક જેવા લાલ છે. એની આંખો થાકેલી ને ઊંડી ગયેલી છે. બિચારો પાણી છાંટી છાંટીને એને ઉઘાડી રાખે છે. એ લખ્યે જ જાય છે. એક નાટક-વાળાએ એનું નાટક માગ્યું છે. લખી શકે તો એનું પેટિયું નીકળે. પણ ટાઢમાં એની કલમ ચાલતી નથી. સગડીમાં કોલસા નથી, ને બે દિવસથી પેટમાં કંઇ અન્ન પડયું નથી.'

પ્રવાસી પંખીનું દિલ આ સાંભળી પીગળ્યું. તેણે કહ્યું: 'હું એક રાત રોકાઈ જઇશ. બીજું માણેક આપી આવું એને?'

'હાય! કયાં છે બીજું માણેક!' રાજકુમારે કહ્યું. 'હવે તો મારી આ બે આંખો રહી છે. અતિ કીમતી નીલમની એ બનેલી છે. બે હજાર વરસ પહેલાં રાજા વિક્રમની પાસે આ નીલમ આવેલાં. પછી તો એ વિક્રમે ગયા, ને ઉજેણી નગરી યે ગઈ. નીલમની મારી આંખો બની. મારી એક આંખમાંથી નીલમ કાઢી લઇ જા, અને એને આપી આવ.

'કુમાર, કુમાર! મારાથી એ નહિ બને.' આમ કહી પંખીએ રડવા માંડયું.

'પંખી, રે પંખી, ઓ પ્રવાસી પંખી! પેલો બહુ દુ:ખી થાય છે. મારું માન, હું કહું તેમ કર.' રાજકુમારે કહ્યું.

છેવટે પંખોએ રાજકુમારની આંખ ફોડી નીલમ ચાંચમાં ઉપાડયું. ઊડીને એ પેલા જુવાનના ઘર આગળ આવ્યું. ઘરનું છાપરું જર્જરિત થઇ ગયું હતું. એના બાકોરામાંથી એ ઘરમાં પેઠું. જુવાન બેય હાથમાં માથું ઝાલી બેઠો હતો, એટલે પંખીની પાંખનો ફફડાટ એને સંભળાયો નહિ. થોડી વાર પછી જ્યારે એણે ઊંચું જોયું ત્યારે તેને ચીમળાયેલાં મોગરાનાં બે ફુલની વચમાં ચમકતું નીલમ દેખાયું.

'ઓહો ! લોકો મારી કદર કરવા લાગ્યાને શું ? કોઇ ગુપ્ત કદરદાને આ ભેટ મોકલી લાગે છે. હા, જગત બેકદર નથી. હવે હું જરૂર સરસ લખી શકવાનો.' એ આનંદમાં આવી ગયો.

બીજે દિવસે પંખી નદી કિનારે ફરવા ગયું. નદીનાં પાણી પર થઇને જતી આવતી નૌકાઓ જોવાની એને બહુ મજા પડી. કેટલા યે માણસો ચડે, ને કેટલા યે ઊતરે. કેટલા યે માણસો આવે ને કેટલા યે જાય ! પંખીએ બૂમ પાડી સૌને કહ્યું: 'આજે ઇજીપ્ત જાઉં છું !' પણ કોઇને એની વાત સાંભળવાની ફુરસદ નહોતી. આમ કરતાં રાત પડી. આકાશમાં ચંદરમા ઊગ્યો. ને પંખી ઊડીને સુખી રાજકુમારની પાસે ગયું ને ધીરેથી એના કાનમાં બોલ્યું:

'હું આજે ઇજીપ્ત જાઉં છું. ઇશ્વર જીવતાં રાખશે તો ફરી મળીશું.'

'પંખી રે પંખી, ઓ પ્રવાસી પંખી!' રાજકુમારે કહ્યું. 'ભાઈ, એક રાત વધારે તું મારી સાથે ન રહે?'

પંખીએ કહ્યું: 'શિયાળો બેસી ગયો છે. પોષ મહિનાની ટાઢ મારાથી કેવી રીતે વેઠાય? ઈજીપ્તમાં બધું કેવું મજાનું છે! નદીકિનારે તડકામાં પડયા પડયા મગરો તાડનાં ઊંચાં ઊંચાં ઝાડ ભણી જોઈ રહે છે! મારાં સગાંસંબંધી, ઓળખીતાં પાળખીતાં, મિત્રો બધાંયે ત્યાં પહોંચી ગયાં છે, ને આજે તો બાલબેકના મંદિરમાં માળા બાંધવાની તૈયારીઓ કરતાં હશે. લાલ ને સફેદ હોલા એમને તાજુબીથી જોઈ રહેતા હશે. માટે કુમાર, મને રજા આપો. હું ખાતરી આપું છું કે હું તમને કદી નહિ ભૂલું. આવતે ઉનાળે તમે ખોયેલાં બે જવાહીરની ખોટ પૂરવા હું બે સુંદર જવાહીર તમારે માટે લેતો આવીશ. તમારે માટે હું ગુલાબ કરતાં યે વધુ લાલ એવાં માણેક લાવીશ, અને આસમાની સાગર જેવું નીલમ લાવીશ.'

સુખી રાજકુમારે કહ્યું: 'પણે, પેલા ચોકમાં, માતાના ઓટલા આગળ, ખૂણામાં છોકરી ઊભી છે. એની દીવાસળીઓની પેટી કાદવમાં પડી ગઈ છે ને ખરાબ થઈ ગઈ છે. પેટી ગઈ, ને પૈસા મળ્યા નહિ, તેથી ઘરમાં પગ દેતાં જ એના બાપા એના પર મારપીટ કરશે એ બીકે એ રૂવે છે. શરીર ઢાંકવા એની પાસે પૂરાં લુગડાં યે નથી, ઓઢણી માત્ર ઓઢી છે. પંખી, મારી બીજી આંખ કાઢીને લઈ જા, ને એને આપી આવ. નહિ તો એનો બાપ એને અધમૂઈ કરી નાખશે.'

પંખીએ કહ્યું: 'ભલે, હું એક રાત વધારે તારી સાથે રહીશ; પણ તારી આંખ તો હું નહિ કાઢું. મારે હાથે હું તને અંધાપો નહિ આપું.'

'પંખી રે પંખી, ઓ પ્રવાસી પંખી! તારે મારો હુકમ માનવો જ જોઈશે.'

છેવટે પંખીએ રાજકુમારની બીજી આંખમાંથી નીલમ કાઢી લીધું; તે લઈને તે રડતી છોકરીની પાસે પહોંચી ગયું, ને એના હાથમાં એ મૂકી દીધું.

'કેવો સરસ કાચ છે!' કરતી છોકરી આનંદથી હસતી, ઘેર દોડી ગઈ.

પછી પંખી રાજકુમારની પાસે પાછું આવ્યું, ને બોલ્યું: 'કુમાર! તું અંધ છે, એટલે તને છોડી હવે હું ક્યાંયે નહિ જાઉં!'

'ના, ના, પ્રવાસી પંખી!' રાજકુમારે કહ્યું. 'તું ઇજીપ્ત જા. તારાં સગાંવહાલાં, ઓળખીતાં પાળખીતાં, મિત્રો બધાં ત્યાં છે.'

'નહિ, હું તો હવે તારી સાથે જ રહીશ.' કહી પંખી રાજકુમારના પગમાં સૂઈ ગયું.

બીજે દિવસે સવારથી સાંજ સુધી પંખીએ રાજકુમારના ખભા ઉપર બેસી રહી ચિત્રવિચિત્ર દેશોના પોતાના પ્રવાસની અદ્‌ભુત વાતો સંભળાવ્યાં કરી. છતાંયે ઇજીપ્તની

વાતો કહેતાં એના ગર્વનો પાર નહોતો: નાઈલ નદીના કિનારા પર લાલ પંખીઓની હારો ઊભી હોય છે ને સોનેરી માછલીઓનો શિકાર કરે છે; આખી દુનિયામાં સૌથી ઘરડો પેલો સ્ફિંક્સ, જંગલમાં એકલો રહે છે ને બધું જોયા કરે છે; દુનિયામાં એને ન આવડે એવો કોઈ સવાલ નથી; મુસાફરો માલથી લાદેલાં ઊંટોની હારોની હારોને દોરી લઈ જાય છે.

રાજકુમારે એ બધું સાંભળીને કહ્યું: 'પંખી રે પંખી, ઓ પ્રવાસી પંખી! તું કહે છે તે બધું અદ્‌ભુત છે એની ના નહિ, પણ દુનિયામાં સૌથી વધારે અદ્‌ભુત તો મનુષ્યોને દુ:ખ પડે તે છે. દુ:ખના કરતાં ચડિયાતી અજાયબી બીજા કશામાં નથી. તું ઘડીભર, મારા આ નગરને માથે ચક્કર લગાવી આવ, ને પછી શું જુએ છે તે આવીને મને કહે.'

પંખીએ નગરને માથે ઊડવા માંડ્યું. એણે આલેશાન મહાલયોમાં અમનચમન કરતા શ્રીમંતોને; અને એ મહાલયોના દરવાજા આગળ પેટે પાટા બાંધીને પડેલા ભિખારીઓને જોયા. અંધારી ગલીઓમાં જઇને તેણે જોયું તો ભૂખ્યાં બાળકોની નિસ્તેજ આંખો રસ્તાઓની ધૂળમાં તાકી રહી હતી. નદીના પુલના થાંભલાની ઓથે બે નાના છોકરાઓ એકબીજાને વળગીને હૂંફ લેવાની વ્યર્થ કોશીશ કરતા પડ્યા હતા, ને એકબીજાને પૂછતા હતા: 'ભાઈ તને ભૂખ લાગી છે?' એટલામાં ચોકીદારે આવી બેયને ત્યાંથી બહાર ખેંચી કાઢ્યા.

પાછા આવી પંખીએ પોતે જોયેલું બધું રાજકુમારને કહી સંભળાવ્યું.

કુમારે કહ્યું: 'મારું શરીર સરસ સોનાથી મઢેલું છે. તું એ ઉખાડી ઉખાડીને લઈ જાય, અને એ મારાં ગરીબોને આપ. કારણકે સોનાથી સુખી થવાય છે એવું બધાં જીવતાં માણસો માને છે.'

પંખીએ ધીમે ધીમે સોનું ઉખાડવા માંડ્યું—છેવટે બધું ઉખડી ગયું. હવે સુખી રાજકુમાર બિલકુલ અનાકર્ષક અને કદરૂપો દેખાવા લાગ્યો. કકડે કકડે બધું સોનું ગરીબોને અપાઈ ગયું. એથી છોકરાંનાં મોં પર નૂર આવ્યું, ગાલ પર લાલી આવી. તેઓ શેરીઓમાં હસવા કૂદવા લાગ્યાં અને સંતોષથી કહેવા લાગ્યાં: 'હવે અમને ખાવાનું મળે છે!'

ટાઢ ખૂબ વધી. હિમ પણ આવ્યું. હાડ ચીરી નાંખે તેવી કાતીલ ઠંડી સુસવાટા કરતી વહેવા લાગી. સૌ ગરમ લુગડાંમાં લપેટાઈને ફરવા લાગ્યા.

બિચારું પ્રવાસી પંખી ટાઢે ધ્રૂજવા લાગ્યું. એનાથી ટાઢ સહી જતી નહોતી. પણ એણે રાજકુમારને છોડીને જવાની ના પાડી. એટલો બધો એના પર એને પ્રેમ હતો. કુંભારના નિમાળાની રાખમાં આળોટીને શરીરમાં ગરમાવો લાવવા એ મથતું હતું.

પણ છેવટે એને ખાતરી થઈ કે મારું મોત નજીક આવી રહ્યું છે.

હજી ઊડીને રાજકુમારના ખભા ઉપર બેસવા જેટલી એનામાં શક્તિ હતી. એણે અતિ ધીમા અવાજે રાજકુમારના કાનમાં કહ્યું: ‘ જાઉં છું, કુમાર ! જતાં જતાં તારા હાથે બોકી ભરું ?’

રાજકુમારે ખુશ થઇ કહ્યું: ‘ પંખી રે પંખી, ઓ પ્રવાસી પંખી ! છેવટે તું ઇજીપ્ત જાય છે એ જાણીને મને બહુ આનંદ થયો. મારી ખાતર તું અહીં બહુ રોકાયું. હવે જા, ખુશીથી જા ! એકદમ જા ! પણ હાથે નહિ, જતાં જતાં મારા કપાળ પર તું મને બોકી દેતું જા ! મને તારા પર બહુ વહાલ છે !’

આ સાભળી પંખીનું નાનકડું હૃદય ગળગળું બની ગયું. તે બોલ્યું: ‘ઇજીપ્ત નથી જતું, કુમાર ! હું તો જાઉં છું રાજા જમને ઘેર. ત્યાં ઊંઘવાની મજા પડે છે, નહિ ?’

આમ કહી તેણે સુખી રાજકુમારના કપાળ ઉપર ચુંબન કર્યું, અને શબ થઇને એના પગ આગળ પડ્યું.

બરાબર એ જ વખતે, જાણે કંઈ ભાંગી ગયું હોય તેમ બાવલાની અંદરથી કંઈ વિચિત્ર ચરડડ કરતો અવાજ સંભળાયો. વાત એમ બની હતી કે એનું સીસાનું બનેલું હૃદય ચીરાઇને બે ટુકડા થઇ ગયું હતું. ખરેખર ટાઢ ખૂબ ભયંકર હતી.

બીજે દિવસ સવારે નગરની મ્યુનિસિપાલિટીનો પ્રમુખ પોતાના સભાસદોની સાથે ફરવા નીકળ્યો હતો. જતાં જતાં તેની નજર આ બાવલા ઉપર પડી. એ બોલી ઊઠયો: ‘ઓહ! કેવું ગંદુ લાગે છે!’

‘બિલકુલ ગંદુ!’ બધા સભાસદો બોલી ઊઠયા. પ્રમુખ સાહેબના અભિપ્રાયને તેઓ હંમેશાં ટેકો આપતા આવ્યા હતા.

નજીક જઇને તેમણે બાવલાની તપાસ કરી. પ્રમુખે કહ્યું: ‘એની તલવારની મૂઠમાંથી માણેક નીકળી પડ્યું છે. એની આંખો ફૂટી ગઈ છે, અને એનો સોનેરી વાન હવે રહ્યો નથી. મને તો હવે એ ભિખારી જેવો લાગે છે!’

‘ખરેખર ભિખારી જ લાગે છે.’ સભાસદોએ કહ્યું.

‘અને, આ જુઓ, એના પગમાં કોઈ પંખી મરેલું પડ્યું છે!’ પ્રમુખશ્રીએ કહ્યું. ‘આપણે ઢોલ પીટાવી દેવો જોઇશે કે કોઇ પણ પક્ષીને અહીં મરવા દેવામાં નહિ આવે.’

મ્યુનિસિપાલિટીના સેક્રેટરીએ સૂચના લખી લીધી.

પછી તેમણે સુખી રાજકુમારનું બાવલું તોડી પાડ્યું.

વિદ્યાપીઠના કલાવિજ્ઞાનના પ્રોફેસરે કહ્યું: ‘હવે એનામાં કલા રહી નથી, તેથી એ કશા કામનું રહ્યું નથી.’

પછી તેમણે બાવલાને ભઠ્ઠામાં ઓગાળી નાખ્યું; એ ધાતુનું હવે શું કરવું એ નક્કી કરવા વાસ્તે મ્યુનિસિપા-લિટીના પ્રમુખશ્રીએ સભાસદોની મિટિંગ બોલાવી. મિટિંગમાં

તેણે કહ્યું: 'બીજું બાવલું તો આપણે જોઇશે જ, અને મારું બાવલું થાય એ જ સૌથી સારૂં છે.'

'નહિ, મારું!' મ્યુનિસિપાલિટિના એકેએક સભાસદે ઘોષણા કરી. એમાંથી બધા બાઝયા. મને મળેલા છેલ્લા સમાચાર મુજબ હજી તેઓનો ઝઘડો શમ્યો નથી.

ભઠ્ઠાના કારીગરને બહુ નવાઈ લાગી. તે બોલી ઊઠયો: 'અજબ જેવું છે! આ ભાંગેલું સીસાનું હૃદય આટઆટલું ભઠ્ઠાંમાં તપાવ્યું તોયે હજી ઓગળતું નથી! ન ઓગળે તો રહ્યું. કાઢીને ફેંકી દો એને!'

છેવટે તેમણે એને કાઢીને ઉકરડા પર ફેંકી દીધું. પેલા મરેલા પ્રવાસી પંખીનું કલેવર પણ ત્યાં જ પડયું હતું.

વિષ્ણુએ નારદને કહ્યું: 'આ નગરમાંથી બે કીમતીમાં કીમતી ચીજો લઇ આવ.'

જવાબમાં નારદ પેલું સીસાનું હૃદય અને મરેલું પંખી લઈ આવ્યો.

વિષ્ણુએ કહ્યું: 'ધન્ય છે તારી પરીક્ષાને, નારદ! આજથી આ નાનકડું પંખી વૈકુંઠના મારા બાગમાં કલરવ કરશે, અને મારો આ સુખી રાજકુમાર મારો યશ ગાશે.'

## ડાહી બિલાડી

ડાહી નામની એક બિલાડી રસોડામાં ચુલાની રાખમાં કોકડું વાળીને પડી હતી; અને પડી પડી વિચારતી હતી: આ જીંદગીનો હેતુ શો ? કોને પૂછું ? લાવ, મોતિયાને પૂછી જોઉં.'

મોતિયો સાદડી પર પડ્યો પડ્યો ઊંઘતો હતો.

ડાહીએ એને પૂછ્યું: 'મોતિયા, જીવનનો હેતુ શો ?'

મોતિયાએ આંખ ઉઘાડ્યા વગર જ કહ્યું: 'ખાલી પજવ નહિ. મને થાક લાગ્યો છે.

પણ ડાહી એમ છોડી દે એવી નહોતી. તે બોલી:

પણ જીંદગીનો કંઇ હેતુ ? આ દુનિયા શા માટે ?'

મોતિયો બોલ્યો: 'મને લાગે છે કે બનાવનારે દુનિયા કૂતરાઓ માટે બનાવી છે; અને કૂતરાઓની સેવાચાકરી કરવા માટે માણસોને દુનિયામાં મૂક્યા છે. તથા બિલાડીઓને ચૂપ રહેવા સરજી છે. સમજી ?'

બિલાડીએ કહ્યું: ‘ પણ માણસો કહે છે કે દુનિયા બધી માણસો માટે બનાવાઈ છે અને હું ને તું એમને ખુશ કરવા માટે સરજાયાં છીએ.’

‘ એમની મગદૂર નથી કે એવું બોલે !’ કૂતરાએ કહ્યું.

‘ મગદૂર નથી શું, બોલે જ છે !’ ડાહીએ કહ્યું:

‘ હેં ! શું કહે છે ? મોતિયાએ કહ્યું : ‘ પણ ડાહી ! મને થાય છે કે એવું બધું જાણીને શું કરવું છે ?’

‘ કેમ, શું કરવું છે ? ખાવું ને ઊંઘવું, ઊંઘવું ને ખાવું, એ સિવાય જો બીજું કંઈ જ કરવાનું ન હોય તો, ભલા, મને આ જીંદગીનો કંઈજ અર્થ દેખાતો નથી. જીંદગીનો કંઇ ખાસ હેતુ હોવો જોઇએ; અને એ શોધી કાઢયા વગર મને ચેન પડવાનું નથી. હું જંગલનાં તમામ પશુઓને પૂછી જોઇશ. તું યે ચાલને સાથે. તને કાંઈ જ્ઞાન મળશે.’

‘ જ્ઞાન ? જ્ઞાન ગમે તેટલું સારૂં હોય, પણ આ ધાબળો વધારે સારો છે. એના કરતાં હવે આપ સિધાવો.

: ૨ :

એક દેવચકલી આવળના છોડ ઉપર બેઠી બેઠી ચીંચીં કરતી હતી.

‘ નમસ્તે ! ચકલી રાણી !’ ડાહી બિલાડીએ તેને કહ્યું. તમારા જેવા સુખી થવા માટે મારે શું કરવું જોઇએ ?’

‘ તારું કર્તવ્યકર્મ કર ! બચ્ચાંને પાળીપોષી મોટાં કર.’

‘મારાં બચ્ચાં તો બધાં મરી ગયાં !’ બિલાડીએ કહ્યું.

'તો તારા પતિદેવની ભક્તિ કર.'

'પતિદેવ જમીનમાં પોઢી ગયા છે.'

'ઓહ ! તો એની પાછળ વિલાપ કર.'

'ઓ બાપ !' બિલાડી બોલી: 'ધણી જીવતો હોય તો વખતે કંઈ ગાતાં આવડે, પણ મરી ગયેલ ધણીની પાછળ ગાવાની વાત તો આજે નવાઈની સાંભળી, ચકલીબાઇ !'

'તો તારા હ્રદયમાં કંઈક ખોડ લાગે છે. ચાલો, સાહેબજી !' કહી ચકલી ઊડી ગઈ.

બિલાડી નિરાશ વદને બોલી: 'લાવ, હવે પેલી ગાયને પૂછી જોઉં ! ગૌમા ! સુખી થવું હોય તો શું કરવું ?'

'તમારું કર્તવ્ય કરો ! તમારો ચારો શોધી કાઢો !'

'મારે ચારો નથી જોઇતો, ને ખાવાનું મને મળી રહે છે; તોયે હું સુખી નથી.'

'તો પછી તને બેવફા બિલ્લી કહેવી જોઇએ ! છટ !' કહી ગાય ત્યાંથી ચાલી ગઈ.

એક ફુલ ઉપર મધમાખ ગણગણતી હતી.

બિલાડીએ એને પૂછયું: 'બેઅદબી સાફ કરજો, સન્નારી ! માત્ર હું પૂછું, આપ આ શું કરો છો ?'

'વાહ ! મારું કર્તવ્યકર્મ કરું છું, મધ બનાવું છું.'

'પણ હું શું કરું ? મને મધ બનાવતાં આવડતું નથી.'

'બિલકુલ જૂઠું ! તું એદી છે, નીચ છે. મધ ન બનાવે તેને જીવવાનો હક નથી ! અચ્છા, સલામ આલેકુમ !' કહી માખી ઊડી ગઈ.

બિલાડીને થયું: લાવ હવે બીજાં ડાહ્યાં પ્રાણીઓને પૂછું. પછી જે પ્રાણી મળ્યું તે દરેકને તેણે પૂછી જોયું, પણ બધાંયે એક જ જવાબ દીધો: 'તારું કર્તવ્યકર્મ કર.'

પણ દરેકનું કર્તવ્યકર્મ જુદું હતું અને બિલાડીનું શું કર્તવ્યકર્મ હતું તેની કોઈને ખબર નહોતી. માત્ર ભૂખ લાગે ત્યારે ખાવાનું શોધી કાઢવું એ એક જ કર્તવ્યકર્મની બાબતમાં સૌ એકમત હતાં.

: ૩ :

બીજા દિવસે સવારે મોતિયાએ ડાહીને પૂછ્યું: 'કેમ, કાલે કેવી મજા પડી ?'

'જ્ઞાનમાં કદી મજા નથી.' બિલાડીએ કહ્યું: 'પણ મને કંઈક જાણવા મળ્યું ખરું.'

'જ્ઞાનમાં મજા નથી તો પછી એવું જ્ઞાન ન હોય એ સારું.' મોતિયાએ કહ્યું.

'ખાસ કરીને બે પગે ઊભા રહેવાનું જ્ઞાન ન હોય તો સારું !' બિલાડીએ કહ્યું: 'છતાં, તને એવા જ્ઞાનની મગરૂરી છે ! સાચું કહેજે, મોતિયા !' તને કંઈ કામ કરવાનું હોય તો ગમે કે નહિ ? છોકરાં સાથે રમવાનું ખરું ગમે ખરું ?'

'ગમે માત્ર સ્ત્રીપુરુષોની હાજરીમાં રમવું.'

'ઓહ ! ત્યારે તો જેવો જેનો ઉછેર !' બિલાડીએ નિસાસો નાખ્યો. 'મારો ઉછેર એવો છે કે કશું જ કામ ન કરવું. એટલે મને એ ગમે છે. ટૂંકમાં બિલાડીને સુખી કરવી હોય તો એને બિલાડીની રીતે ઉછેરો! બસ પત્યું ! મોતિયા, સો વાતનો આ એક સાર મેં તને કહ્યો.'

'અને તેં આખો દિવસ જંગલમાં ટાંગા તોડયા તે આ શીખવા ?' કૂતરાએ કહ્યું: 'આટલું તો હું તને શીખવત.'

ડાહી મોતિયાની સામે જોઈ રહી. તે બોલી: 'હું જંગલમાં ઘણાં પશુ પંખીઓને મળી. બધાં સુખી હતાં. કોઈ આ કામ કરે છે, કોઇ બીજું કરે છે; અને દરેકને પોતાના કર્તવ્યકર્મનો કંઇક ખ્યાલ છે. નથી એક શિયાળને. એ લુચ્ચુ છે. એ કહે છે, હું લુચ્ચુ છું જ, અને એથી હું સુખી છું. તારું કામ પાછલા પગ પર ઊભા રહેવાનું છે, અને તેમાં તું સુખી છે. અને જ્ઞાનનું પૂછે તો કહું, કે શિયાળ પોતે મૂરખ છે, અને પોતાના કરતાં ચઢિયાતા મૂરખાઓને છેતરવા સિવાય એને બીજું કંઈ જ કામ નથી; તોયે મને એ સૌથી વધારે ચાલાક લાગ્યું. એટલે છેવટે હું એ નિર્ણય પર આવી છું કે જ્ઞાન મેળવવાની, કે જાણવાની કોશીશ કરવાથી કંઈ જ લાભ નથી; સુખી થવાનો ધોરી રસ્તો માત્ર એક જ છે કે ખાનદાન ડાહી બિલાડીની પેઠે પોતે પોતાનું કામ કર્યે જવું. શું સમજ્યા ?'

'એ જ કે જ્ઞાનમાં કશું જ્ઞાન નથી.' મોતિયાએ કહ્યું.